શ્રીજૈનધર્માભ્યુદય-ગ્રંથમાલા [૪]

# પાવાગઢથી વડોદરામાં પ્રકટ થયેલા જીરાવલા પાર્શ્વનાથ.

લેખકઃ—

પં. લાલચંદ્ર ભગવાન્ ગાંધી.

પ્રકાશકઃ—

સાહિત્ય-ભૂષણ અભયચંદ્ર ભગવાન્ ગાંધી.

હેરીસ રોડ, ભાવનગર.

વીર સં. ૨૪૬૭ ] : : [ વિ. સં. ૧૯૯૭

મૂલ્ય રૂા. ૧-૦-૦

न्याय-व्याकरणतीर्थ

पं. हरगोविंददास त्रिकमचंद शेठ.

■

જન્મ : સં. ૧૯૪૫ વૈશાખ શુદિ ૬ રાધનપુર.
સ્વર્ગવાસ: સં. ૧૯૯૭ આષાઢ વદિ ૧૩ મુબઇ.

[ કાશીમાં સં. ૧૯૮૧ માં પ્રકાશક સાથે સ્નેહિ-મંડલની
પ્રતિકૃતિ પરથી. ]

શ્રી મહોદય પ્રી. પ્રેસ-ભાવનગર.

## સદ્ગત સુહૃદ પં. હરગોવિંદભાઇને
# સ્નેહાંજલિ

સુપ્રસિદ્ધ જૈનાચાર્ય સ્વ. શ્રીવિજયધર્મસૂરિજીના સદુપદેશ-ભર્યા પ્રશંસનીય પ્રયત્નથી કાશીમાં સ્થપાયેલી શ્રીયશોવિજય-નામાંકિત જૈન સંસ્કૃત પાઠશાલાએ જે સુવાસિત મનોહર સુપુષ્પો ખીલવ્યાં, સંતોષ-જનક જે સુયશસ્વિ ફળો સમાજને સમર્પ્યાં, જે પ્રતિભાશાલી મહાર્ઘ્ય તેજસ્વી વિદ્વદ્-રત્નો સમર્પણ કર્યાં; તેમાંનું અગ્રગણ્ય ઝળહળતું શ્રેષ્ઠ વિદ્વદ્રત્ન ગત આષાઢ વ. ૧૩ ના પ્રભાતે મુંબઇમાં અદૃશ્ય થયું છે; જેની પુનઃ પ્રાપ્તિ અશક્ય છે; જેનાં પુનર્દર્શન દુર્લભ છે, જેમના અવસાનથી જૈન-સમાજને અને વિદ્વત્-સમાજને થયેલી ન્યૂનતાની પૂર્તિ થવી ઘણી મુશ્કેલ છે.

વિ. સં. ૧૯૪૫માં જેમણે જન્મથી ગૂર્જરદેશને ગૌરવશાલી કર્યો, રાજ-ધન્ય-રાધનપુરને રંજિત કર્યું, વિદ્વદ્-ધન્ય તરીકે વિખ્યાત કર્યું, વીસાશ્રીમાલી વણિક્-જ્ઞાતિને વિકસ્વર બનાવી, ધર્મ-પ્રેમી જૈન-સમાજને આનંદિત કર્યો, દેવ-ગુરુ-ભક્ત પિતા ત્રિકમચંદ શેઠને અને ધર્મનિષ્ઠ માતા પ્રધાનદેવીને સાચા ધન્યવાદનાં પાત્ર બનાવ્યાં. મનોહર અક્ષર-લેખન સાથે માતૃભાષા ગુજરાતીનું તથા હિંદી, અંગ્રેજી, વગેરે ભાષાઓનું અને વિવિધ-સાહિત્યનું પણ ઉચ્ચ જ્ઞાન પ્રાપ્ત કર્યું. જેમણે સં. વ્યાકરણ, ન્યાય, સાહિત્યાદિના વિશિષ્ટ વિદ્યાભ્યાસ દ્વારા વારાણસીના વિદ્યાલયની વિખ્યાતિ વિદેશો પર્યન્ત વધારી, ન્યાય-વ્યાકરણતીર્થ પદવીવાળી સંસ્કૃતની ઉચ્ચ પરીક્ષાઓમાં ઉચ્ચ કક્ષામાં સફલતા પ્રાપ્ત કરી, એટલું જ નહિ, પ્રાકૃતભાષામાં અને સીલોન-લંકા જઇ

પાલીભાષામાં પણ પ્રાવીણ્ય પ્રાપ્ત કર્યું. સ્વલ્પ સમયમાં પરીક્ષા પસાર કરી. 'જૈન ધર્મની મહત્તા' પણ પ્રકાશિત કરી.

જૈનતત્ત્વજ્ઞાન દ્વારા જીવનમાં જૈન સાહિત્યની, જૈનધર્મની અને જૈન-સમાજની શક્ય સેવાઓ બજાવવા છતાં જેમણે બહુ પ્રસિદ્ધિની પરવા કરી નહિ-અપેક્ષા રાખી નહિ, મિથ્યા આડંબરને કદાપિ મહત્ત્વનો માન્યો નહિ. કર્તવ્ય-પરાયણતાને જ જીવન-સૂત્ર તરીકે સ્વીકારી. જેમણે ૧૫ વર્ષોના સતત પરિશ્રમથી, સેંકડો ગ્રંથોના પરિશીલનથી પ્રાકૃતશબ્દ-મહાર્ણવ ( સં. ૧૯૮૩-૮૫ ) જેવા લક્ષાવધિ શબ્દાર્થ વૈભવશાલી મહત્ત્વના અત્યુપયોગી પ્રાકૃત-સંસ્કૃત-રાષ્ટ્રભાષા( હિંદી )મય બૃહત્કોશની વિશિષ્ટ સંકલના કરી, સુશિક્ષિત સદ્ગુણી સધર્મચારિણી સુભદ્રાદેવીના સુયોગ-સાહાય્યથી પ્રકટાવેલા અમર-કીર્તિરૂપ એ મહાભારત કોશ-રત્નને જ ચિરંજીવ-પુત્રરત્ન માની સંતોષ ધારણ કર્યો. એવા મહાકોશ દ્વારા જેમણે પ્રાકૃતભાષાના અભ્યાસીઓ-વિદ્યાર્થીઓ પર જ નહિ, વિદ્યા-વ્યાસંગી જિજ્ઞાસુ વિદ્વાનો અને સમસ્ત સાહિત્ય-સેવીઓ પર પણ ચિરસ્મરણીય મહાન્ ઉપકાર કર્યો.

જેમણે ૨૮ હજાર શ્લોકોવાળા વિસ્તૃત વિવરણવાળા વિશેષાવશ્યકભાષ્ય જેવા વિશેષ આવશ્યક શાસ્ત્રીય ગ્રંથનું સ્વતંત્ર સુયોગ્ય સંશોધન-સંપાદન કર્યું ( વિ. સં. ૧૯૬૭ થી ૧૯૭૧ ) અને પં. બેચરદાસભાઇ જેવા સહાધ્યાયી સહસંપાદકનો સહયોગ મેળવી મહત્ત્વના વિવિધ વિષયોના સંખ્યાબંધ પ્રાચીન ગ્રંથોનાં પ્રશંસનીય સંશોધન-સંપાદનો કરી શ્રીયશોવિજય જૈન ગ્રંથમાળાનું ગૌરવ વધાર્યું, જૈન વિવિધ-સાહિત્ય-શાસ્ત્રમાલાની યોજના કરી લુપ્ત થતા પ્રાકૃત સંસ્કૃત પ્રાચીન સાહિત્યમાંથી સુરસુંદરી-ચરિત્ર ( સં. ૧૯૭૨ ), સુપાર્શ્વનાથ-ચરિત્ર ( સં. ૧૯૭૪-૭૫ ) જેવા મહત્ત્વના હજારો પદ્યોવાળા

ઉપયોગી અપ્રકટ ગ્રંથોને પ્રશસ્ત પદ્ધતિએ સંશોધિત કરી પ્રકાશમાં મૂકયા અને દેશ-વિદેશના વિદ્વજ્જનોનું લક્ષ્ય એ તરફ ખેંચ્યું. જેમના ગ્રંથોને યુનિવર્સિટીઓએ પણ પરીક્ષ્ય-પાઠ્ય પુસ્તકોમાં મહત્ત્વનું સ્થાન આપ્યું.

જેમણે છટાદાર સંસ્કૃતમાં મહત્ત્વની એ. પ્રસ્તાવનાઓ તથા હરિભદ્રસૂરિ-ચરિત ( સં. ૧૯૭૩ ) જેવા નિબંધો રચીને અને ગુજરાતીમાં હેમચંદ્રાચાર્યના પ્રૌઢ પાંડિત્યનો પરિચય કરાવીને પ્રસંગાનુસાર પાશ્ચાત્ય વિદ્વાનોની ભ્રાન્તિયોનાં પણ યુક્તિ-વિવેક-પૂર્વક પ્રામાણિક નિરસનો કર્યાં ( ' જૈનશાસન ' સં. ૧૯૬૭ વૈ.થી ભાદ્રપદ ), ભારતવર્ષની ભવ્ય વિદ્વત્તાનું વાસ્તવિક ઉચ્ચ સ્થાન જગત્‌માં પ્રસિદ્ધ કર્યું. જેમણે દેવી શારદાના આરાધન સાથે લક્ષ્મીદેવીનું પણ યોગ્ય આરાધન કર્યું; વિદ્યાને વાસ્તવિક સ્વરૂપમાં અર્થકરી અને યશસ્કરી બનાવી.

જેમણે સૌજન્યાદિ સદ્‌ગુણોથી અને સત્કર્તવ્યોથી, પ્રાચીન સાહિત્યના પરિશીલનથી, અધ્યયન-અધ્યાપન, સંશોધન-સંપાદન જેવા વિદ્યા-વ્યાસંગથી જીવનની અમૂલ્ય ક્ષણોને સાર્થક કરી, પોતાની શક્તિયોને સન્માર્ગમાં વાળી તેનો સદ્‌વ્યય કર્યો. ક્ષણભંગુર વિનશ્વર અસાર દેહ દ્વારા પણ ચિરસ્થાયી સારભૂત યશોમય દેહ રચ્યો. જેમણે કુલકત્તા-વિશ્વવિદ્યાલય( યુનિવર્સિટી )માં સં. ૧૯૭૪ થી પ્રાકૃત-સંસ્કૃતાદિભાષાના વ્યાખ્યાતા-અધ્યાપક અને પરીક્ષક તરીકે વીશ વર્ષો પર્યન્ત વિશદ સેવા બજાવી થોડા સમયથી જ નિવૃત્તિ સ્વીકારી હતી.

મીરજના પ્રખ્યાત કુશલ ડૉકટરો જે વ્યાધિનો પ્રતિકાર કરી શકયા નહિ, તે કેન્સર જેવા દુઃસાધ્ય ક્લિષ્ટ વ્યાધિએ દુર્દૈવથી એકાદ વર્ષથી કષ્ટ ઉત્પન્ન કર્યું હતું, છતાં કર્મ-વિપાકને સમ-

જનારા જે સુજ્ઞે અસાધારણ સહનશીલતા–સમતા દર્શાવી. અંતે **સુશીલ** પત્નીની સદ્ભાવ–ભક્તિભરી સતત પરિચર્યા સફળ થઇ શકી નહિ. બ્હેન **મોંઘી** અને બનેવી તથા મામા **મોહનલાલભાઇ** ખોડીદાસ શાહ વગેરે અનેક સ્વજન–આપ્તજનોના ઉપચારો ઉપ-યોગી નીવડ્યા નહિ, **સુભાષિતપદ્ય–રત્નાકર**( વિભાગ ૧ થી ૫ )ના સંગ્રાહક મુનિ **વિશાલવિજય** ( આબૂના લેખક ઇતિહાસપ્રેમી શાંતમૂર્તિ મુનિરાજ જયંતવિજયજીના સુશિષ્ય ) જેવા અનુજ સહોદર બંધુનાં વિશાલ સુભાષિતો–અનુશાસનો આશ્વાસન–કારક થવા છતાં આયુષ્ય–વર્ધક થઇ શકયાં નહિ !! બાવન વર્ષ જેટલી મધ્યમ આયુષ્ય–મર્યાદા પૂર્ણ કરી જેમણે સમાધિ–પૂર્વક પર-લોક–પ્રયાણ કર્યું; તે **પં. હરગોવિંદભાઇ**ના સદ્ગુણોનું અને સત્કર્તવ્યોનું સંક્ષેપમાં સંસ્મરણ શું થઇ શકે? તેમના અવસાનથી સર્વ કોઇ પરિચિત સહવાસી સ્વજન અને સાહિત્ય–સેવી સજ્જન દુ:ખી, દિલગીર અને શોકાક્રાન્ત થાય તો વર્ષો પર્યન્ત સહવાસ–વિનોદ કરનારને અધિક દુ:ખ થાય એ સ્વાભાવિક છે; પરંતુ ભવિતવ્યતા આગળ કોનું ચાલ્યું છે ? અથવા ચાલે છે ? એમ સમજી ધૈર્ય ધરવું જોઇએ. તેમના શાસન–પ્રેમી ઉચ્ચ-કક્ષાના આત્માને પરમ શાંતિ પ્રાપ્ત થાય, એમની શુભ ભાવનાઓ સફલ થાય, પ્રાકૃત સાહિત્ય–સમુદ્ધાર–પ્રચારનાં એમનાં અધૂરાં રહેલાં–ઇચ્છેલાં અભીષ્ટ શુભ કાર્યો પૂર્ણ થાય–એવું આપણે સૌ ઇચ્છીએ–શાસનદેવને પ્રાર્થના કરીએ. તેમના આત્માને અન્ય શું સમર્પણ કરી શકાય ? એ સદ્ગત સ્નેહી સાક્ષર બંધુને લઘુ સહાધ્યાયી આ લઘુ પુસ્તિકામાં સ્મરણાંજલિરૂપ સદ્ભાવભરી સ્નેહાંજલિ સમર્પી કેટલેક અંશે પોતાને કૃતાર્થ માને છે.

વિ. સં. ૧૯૯૭<br>શ્રા. શુ. ૧૩ **વડોદરા** } **લા. ભ. ગાંધી.**

# વિષયાનુક્રમ

## પ્રાસ્તાવિક ૧ થી ૮



## કવિતાનો સાર ( ઐ. ટિપ્પનો સાથે ) ૯ થી ૨૪

## ઐતિહાસિક સંશોધન ૩૬ થી ૧૦૮

### [ ૧ ]

### જીરાવલા પાર્શ્વનાથનાં સંસ્મરણો ૩૬ થી ૯૦



### વિક્રમની ૧૪ મી સદીમાં ૪૯ થી ૫૧



### વિક્રમની ૧૫ મી સદીમાં ૫૧ થી ૬૨

## વિક્રમની ૧૬ મી સદીમાં ૬૨ થી ૮૬



## વિક્રમની ૧૭ મી સદીમાં ૮૬ થી ૮૮
## વિક્રમની ૧૮ મી સદીમાં ૮૮ થી ૮૯
## વિક્રમની ૧૯ મી સદીમાં ૮૯ થી ૯૦

[ ૨ ]

## ચૌહાણો સાથે શ્વેતાંબર જૈનોનો ઇતિહાસ ૯૧ થી ૧૦૮
## શાકંભરીશ્વરો.



## જાલોરના ચૌહાણોના રાજ્યમાં ૧૦૩-૧૦૮

# પ્રાસ્તાવિક

આજથી ૧૦૮ વર્ષો પહેલાં બનેલી આ ઘટના છે. વિ. સં. ૧૧૧૨ માં પાવાગઢમાં પ્રતિષ્ઠિત જીરાવલા પાર્શ્વનાથની પ્રાચીન પ્રતિમા વિ. સં. ૧૮૮૯ માં માગ. વ. ૧૧ વડોદરામાં પ્રકટ થયા પછી તેનો ઉલ્લેખ, તે પછી એ જ મહિનામાં (ફા. શુ. ૨) એ ઘટનાને પ્રત્યક્ષ જોનાર–જાણનાર કવિએ રસિક વિવિધ રાગોમાં પાંચ ઢાળવાળી મનોહર કવિતામાં કર્યો છે. એ પરિચય કરાવનાર એ સમયના સુપ્રસિદ્ધ કવિ શ્વે. જૈન યતિ પં. **દીપવિજય** (તપાગચ્છ–વિજયાનંદસૂરિ-પક્ષના પં. પ્રેમવિજય–રત્નવિજયના શિષ્ય) છે, જેની વિ. સં. ૧૮૫૨ માં રચેલી **વડોદરાની ગઝલ** અમ્હે '**વટપદ્ર (વડોદરા)ના ઐતિહાસિક ઉલ્લેખો**' નામની લેખમાલામાં દર્શાવી હતી. '**સુવાસ**' માસિકના પાઠકોને એ સુવિદિત હશે. ત્યાં અમ્હે કવિનો વિશેષ પરિચય આપ્યો છે. એથી ઇતિહાસ-પ્રેમીઓને સ્મરણમાં હશે કે–વડોદરાના શ્રીમંત રાજશ્રી **ગાયકવાડ** તરફથી તેમને '**કવિરાજ**' એવું બિરૂદ મળ્યું હતું. એ હકીકતને તેમણે વિ. સં. ૧૮૭૭ માં પોતાને હાથે લખેલા **રાઠોડ મહારાજા માનસિંહના** સમુદ્રબંધ ચિત્રમય આશીર્વચન કાવ્ય–પટમાં જણાવેલ છે,* ૭ મનોહર ચિત્રોવાળો

---

* તેના અંતમાં આ પ્રમાણે ઉલ્લેખ છે—

"इति श्रीमत्तपागण–श्रीविजयानंदसूरीगच्छे **राजश्रीगायकवाडदत्त-**

આ સચિત્ર પટ, વડોદરાના આત્મારામજી જૈન જ્ઞાનમંદિરમાં જોઇ શકાય છે.

વડોદરાની ગઝ્ઝલ સિવાય સૂરત, ખંભાત, પાલણપુર, સીનોર, જંબૂસર, ઉદયપુર વગેરે અનેક નગરોની વિવિધ છટાદાર ગઝ્ઝલો રચી, ગોડીપાર્શ્વનાથ-સ્તવન, કાવી-તીર્થ-વર્ણન, ધૂલેવા-કેસરિયાજીની લાવણી વગેરે કરી કવિએ કવિત્વશક્તિ સાથે પોતાનું વિશિષ્ટ ભૌગોલિક, ઐતિહાસિક જ્ઞાન દર્શાવ્યું છે. સોહમ્મકુલરત્નપટ્ટાવલી રાસ (વિ. સં. ૧૮૭૭), ગચ્છનાયક શ્રીપૂજ્ય વિજયલક્ષ્મીસૂરિ-સ્તુતિમાલા જેવી બીજી કૃતિયો દ્વારા પણ કવિનો ઇતિહાસ-પ્રેમ જણાઇ આવે છે. તે સમયે વર્તમાન કાલ જેવી સાધન-સામગ્રીનો સદ્ભાવ સુલભ ન હોવાથી તેમનાં ઐતિહાસિક સૂચનોમાં સંભવિત સ્ખલનાને વિશેષ અવકાશ હોવા છતાં તે તે સ્થળો અને વ્યક્તિયો રચેલી સંબંધમાં ઇતિહાસના અભ્યાસીઓને આ કવિની કૃતિયો કેટલેક અંશે ઉપયોગી થઇ શકે તેવી છે.

એ સિવાય અષ્ટાપદ, નંદીશ્વર, આગમો વગેરેની પૂજાઓ, તીર્થંકરોનાં સ્તવનો, સ્વાધ્યાયો, ગુરુ-ગુણ-ગહુંલીઓ, ચંદ-ગુણાવલી-લેખ( કવિતા ) વગેરે અનેક પ્રકારની કવિની ગુજરાતી હિંદી કવિતાઓ જાણવામાં આવી છે. વિ. સં.

---

'**कविराज**'**बिरद** जती पं. **दीपविजय**कविराजेन विरचितं श्री**राठोड**-कुलगगन-भान-महाराजाधिराज-महाराजश्री**मानसिंह**महीपाल-कीर्ति-गुन-समुद्रबंध आसिरवचन श्रेयः ।

**संवत** १८७७ वर्षे शाके १७८२ प्रवर्तमाने श्रीआसोजसुदि-**विज**-**यादशम्यां लिखितं स्वहस्ते पं. दीपविजय कविराजे** ।"

૧૮૯૦ માં વડોદરાનગરસ્થાયી આ કવિરાજને અહિંના સુશ્રાવક ગાંધી દુલભદાસ ઝવેરચંદ વગેરેએ મહાનિશીથ સૂત્ર સંબંધમાં પ્રશ્નો પૂછેલા, તેના પ્રત્યુત્તરો કવિએ આપેલા તે ૩૦૦ શ્લોકપ્રમાણ ગુજરાતી ગદ્યગ્રંથ ' મહાનિશીથ-બોલ ' નામે પ્રકટ થયેલ છે. વિ. સં. ૧૮૯૨ માં જયારે આ કવિ સૂરત બંદરમાં હતા, ત્યારે પણ વડોદરાના ઉપર્યુક્ત શ્રાવક ગાંધી દુલભદાસ ઝવેરચંદ અને બીજા શ્રાવકોએ મૂર્તિ-પૂજા વગેરે વિષયમાં પૂછાવેલું-એ અવતરણ અમ્હે ' વટપદ્ર (વડોદરા) ના ઐતિહાસિક ઉલ્લેખો ' લેખ-માલામાં કર્યું હોવાથી અહિં પુનરુક્તિરૂપે દર્શાવીશું નહિ.

વિક્રમની ૧૯ મી સદીના ઉત્તરાર્ધમાં નામાંકિત થયેલા, ' કવિરાજ બહાદૂર ' નામે સુપ્રસિદ્ધ એ કવિ દીપવિજયજીએ ' વડોદરાનગર-સ્થાયિ જીરાવલા પાર્શ્વનાથ-સ્તવન ' નામની એક નાની પણ એ. દૃષ્ટિએ અને કવિતાની દૃષ્ટિએ મહત્ત્વની કૃતિ રચી હતી. જૂદા જૂદા રાગોમાં રચેલી પાંચ ઢાળવાળી મનોહર એ કવિતામાં પ્રસ્તુત ઘટનાનો કવિએ સપ્રમાણ નિર્દેશ કર્યો છે.

કવિએ વડોદરાની ગઝ્ઝલમાં જેમ મહારાજા ગાયકવાડ દામાજીરાવ, સિયાજીરાવ, ફતેસિંહરાવ, ગોવિંદરાવ, રાવ આનાજી, રાવ કાનાજી અને દીવાન રાઉબા વગેરેનું સ્મરણ કર્યું છે; તેમ આ ઘટના જેમના રાજ્ય-સમયમાં બની, તે મહારાજા સહાજી( સયાજીરાવ બીજા )નું તથા તેમના વંશના ૮ વંશજોનો નામ-નિર્દેશ આ કવિતામાં કવિએ કર્યો છે. ઘટના સાથે સંબંધ ધરાવતી વ્યક્તિયો, સંવત્, માસ, તિથિ વગેરે આવશ્યક હકીકતો સૂચવવા કવિએ પૂરતું લક્ષ્ય રાખ્યું છે.

આ કૃતિની ૪ પત્રવાળી એક હ. લિ. પ્રતિ લીંબડી (કાઠિયાવાડ)ના શેઠ આ. ક. જૈનપુસ્તક-ભંડાર (નં. ૧૯૨૨) માં વિદ્યમાન છે. ઇતિહાસપ્રેમી મુનિરાજ જયંતવિજયજી મહારાજે એ જોવા મંગાવેલી, ત્યાંથી પં. ફતેહચંદ બેલાણી હસ્તક આવી અમ્હારા વડિલબંધુ (આ પુસ્તિકાના પ્રકાશક અભયચંદભાઇ) દ્વારા પાછી ભંડારમાં પહોંચી જવાની તૈયારીમાં હતી-તેવામાં ગત માર્ગશીર્ષમાં મ્હારે ભાવનગર જવાનું થતાં એ પોથી અકસ્માત્ મ્હારા જોવામાં આવી. એ વાંચી-વિચારી જોતાં મને ઉપયોગી લાગી, એથી મેં એની પ્રેસકૉપી કરી લીધી. એમાંનાં ઐ. નામો સંબંધમાં શોધખોળ કરતાં મને વિચાર આવ્યો કે પાવાગઢ-ચાંપાનેર સાથે શ્વે. જૈનોનો જે ઇતિહાસ, મેં 'તેજપાલનો વિજય' પુસ્તકના પ્રાસ્તાવિકમાં આજથી છ વર્ષો પહેલાં, દર્શાવ્યો છે, તેની અનુસંધાન-પૂર્તિ આથી થશે, શ્વે. જૈનોના ભૂલાઇ ગયેલા ઇતિહાસના અનુસંધાનમાં આ ઇતિહાસ નવું પ્રકરણ ઉમેરશે, પાવાગઢની કાલિકા સંબંધમાં પણ કેટલોક અપ્રકટ વૃત્તાંત પ્રકાશમાં આવશે, વડોદરાનો રાજ્યકર્તાઓ અને જૈનમંદિર-મૂર્તિયોનો કેટલોક ઇતિહાસ પણ આથી વિશેષ પ્રકાશમાં આવશે. પુરાતત્ત્વ ગવેષણા કરનારા, સાચા ઇતિહાસના સંશોધક અભ્યાસીઓને, ઉત્સાહી ઇતિહાસ-પ્રેમીઓને આ નાની કૃતિમાંથી પણ સંશોધન-યોગ્ય થોડી ઘણી સામગ્રી મળશે. તીર્થ-પ્રેમીઓને અને કવિતા-પ્રેમીઓને પણ આથી આનંદ થશે અને વિશેષ જાણવાનું મળશે. આ લઘુ કૃતિ તેવા તેવા અધિકારીઓને કંઇક માર્ગ-દર્શન કરાવશે અને પ્રેરણા આપશે-એવા વિચારથી પ્રેરાઇને પ્રાપ્ત થયેલી પ્રતિના આધારે કવિની ભાષામાં પરિવર્તન કર્યા વિના આવશ્યક અશુદ્ધિઓનું

સંશોધન કરી આ કૃતિને પ્રકાશમાં લાવવા નિર્ણય કર્યો-અને પાઠકો જાણીને વિશેષ આનંદ પામશે કે-આ સાથે કવિતાનો સાર દર્શાવી એમાં જણાવેલ ઐતિહાસિક નામો સંબંધી વિશેષ જ્ઞાતવ્ય, ખાસ કરીને જીરાવલા પાર્શ્વનાથનો પ્રાદુર્ભાવ, તેનો મહિમા, સ્મરણો, સ્તોત્રો, યાત્રા-સંઘો, મંદિર, મંડપ, દેવકુલિકાઓ, ઉપદ્રવો, ઉદ્ધારો, તે સ્થાનથી પ્રખ્યાત થયેલા ગચ્છના આચાર્યાદિએ કરેલ પ્રતિમા-પ્રતિષ્ઠા વગેરે સંબંધનો શકય ક્રમ-સંબદ્ધ સંકલિત કરેલો ઐતિહાસિક સંશોધનવાળો પ્રાચીન ઇતિહાસ ગંભીર અન્વેષણ કરી જણાવવા અમે અહિં પ્રયત્ન કર્યો છે.

વિક્રમની ચૌદમી સદીથી ખરતરગચ્છ, અંચલગચ્છ (વિધિપક્ષ), તપાગચ્છ, કોરંટકગચ્છ વગેરે વિવિધ ગચ્છના આચાર્યોએ અને વિખ્યાત કવિઓએ આ તીર્થનાં ભક્તિભાવ-ભર્યાં છટાદાર સ્તોત્રો સંસ્કૃતાદિ વિવિધ ભાષામાં, વિવિધ છંદોમાં વિવિધ નામે રચેલાં જણાય છે; તેમાંથી જાણવામાં આવેલાં કેટલાંકનું અહિં સપ્રમાણ સૂચન કરવામાં આવ્યું છે.

કેટલાય સંઘો આ તીર્થની યાત્રાએ આવ્યા જણાય છે, તેમાંથી કેટલાકના સંબંધમાં અહિં ઉલ્લેખો દર્શાવ્યા છે. આ તીર્થમાં મંડપ, દેવકુલિકા વગેરે સત્કર્તવ્યો કરનારા-કરાવનારા સંબંધમાં પણ જે પ્રામાણિક રીતે જાણી શકાયું-તે જણાવવા અહિં પ્રયત્ન કર્યો છે, તે જોવામાં આવશે.

તીર્થની યાત્રા કરનારાઓએ તીર્થમાલા, ચૈત્ય-પરિપાટી, પાર્શ્વનાથ-નામમાલા-સ્તોત્ર-સ્તવનાદિમાં અને અનેક ગ્રંથ-કારોએ પોતાની ગ્રન્થરચનામાં આ જીરાવલા પાર્શ્વનાથ-તીર્થનું

સ્મરણ કર્યું જણાય છે, તેમાંથી પ્રસિદ્ધ, અપ્રસિદ્ધ અનેક ગ્રંથોનું અન્વેષણ કરતાં જે જે જાણી શકાયું, તે તે એકત્ર કરી વ્યવસ્થિત ક્રમે સંકલિત કરી દર્શાવવા અહિં પ્રયત્ન કરવામાં આવ્યો છે; તેમ જોવાશે.

એ સાથે પાવા-પતિના પૂર્વજ પૃથ્વીરાજ ચૌહાણનો પરિચય કરાવતાં ચૌહાણ મહારાજાઓ ( રણથંભોરવાળા શાકંભરીશ્વરો તથા જાલોર ગઢવાળા-સોનગરા ) સાથે શ્વે. જૈનોનો ઇતિહાસ, રાજસભા અને રાજાઓ પર શ્વે. જૈનાચાર્યોનો પ્રભાવ, સમર્થ ઉચ્ચ કર્તવ્ય-દક્ષ શ્વે. જૈન મંત્રીશ્વરો આદિનો પણ પ્રામાણિક પરિચય પરિશ્રમ લઇ દર્શાવેલો અહિં દૃષ્ટિગોચર થશે, અને તે ઇતિહાસ-પ્રેમીઓને બહુ ઉપયોગી જણાશે.

વડોદરામાં પ્રકટ થયેલ એ જીરાવલા પાર્શ્વનાથની પ્રતિમાને પછી ક્યાં પ્રતિષ્ઠિત કરી ? એ વગેરે સંબંધમાં તત્કાલ બનાવેલી એ કવિતામાં કવિએ જણાવેલું ન હોવાથી તે સંબંધમાં અમે વિશેષ શોધખોળ કરી અને હાલ પાટણમાં બિરાજતા વડોદરાના વિશેષજ્ઞ ૯૧ વર્ષના વયોવૃદ્ધ મુનિરાજ પ્રવર્તકજી કાંતિવિજયજી મહારાજને પણ પૂછાવેલું, પરંતુ તેમની પાસેથી જાણવા લાયક વિશેષ હકીકત ન મળી આવી; તેમ છતાં નિરાશ ન થતાં વિશેષ તપાસ અને પ્રયત્ન કરતાં જાણવામાં આવ્યું કે-મામાની ( પહેલાં-બાલચંદ પટેલની ) પોળમાં ઉચ્ચ શિખરબદ્ધ મનોહર જૈનમંદિર કરાવી તેમાં વિ. સં. ૧૮૯૬ માં બિરાજમાન કરવામાં આવેલા અને સર્વને કલ્યાણ કરનારા હોઇ ' કલ્યાણ પાર્શ્વનાથ ' નામે નામાંકિત કરવામાં

આવેલા, તે જ પૂર્વોક્ત કવિએ વર્ણવેલ **જીરાવલા પાર્શ્વનાથ** ( શ્યામ પ્રતિમા ) છે–એવી દૃઢ માન્યતા થઇ. જેમની પ્રતિષ્ઠાનો શતાબ્દી–મહોત્સવ શાંતિ–સ્નાત્રાદિ પૂર્વક ગયે વર્ષે જ ઉજવાયો હતો. વિ. સં. ૧૮૮૯ માં એ પ્રતિમા પ્રકટ થયા પછી ૭ વર્ષે દહેરાસર તૈયાર થતાં વિ. સં. ૧૮૯૬ માં (માઘ શુ. ૧૩) તેમની પ્રતિષ્ઠા થયેલી. આ પ્રસંગને સૂચવતું એક સ્તવન, વિ. સં. ૧૯૬૩ માં મુનિરાજ સિદ્ધિવિજયજીના શિષ્ય ભક્તિવિજયજીએ રચેલું મળી આવ્યું, તે પણ અમે અહિં પાછળ દર્શાવ્યું છે. પ્રયત્ન કરવા છતાં આ પ્રતિમાનો લેખ જોવા–વાંચવામાં કે અહિં દર્શાવવામાં સફળતા મળી શકી નથી; તેમ છતાં એ જૈન-મંદિરનો વિ. સં. ૧૯૩૯ થી જીવન–પર્યન્ત વહીવટ કરનાર સ્વ. મગનલાલ પરીખના ઉત્સાહી સુપુત્ર શ્રીયુત વકીલ **ડાહ્યાભાઈ** બી. એ., એલ.એલ. બી., તથા ઇતિહાસ–પ્રેમી વૈદ્ય વાડીલાલભાઇ અને વિજયલલિતસૂરિજીના શિષ્ય મુનિ **પ્રભા**-વિજયજી વગેરે સાથે વિચાર કરતાં ઉપરની માન્યતા પુષ્ટ થાય છે.

આ ઇતિહાસનો મુખ્ય ભાગ વાંચી જઇ પ્રાસંગિક સૂચનો કરી પ્રોત્સાહિત કરવા માટે બરોડા કૉલેજના ઇતિહાસના પ્રોફેસર શ્રીયુત કેશવલાલભાઇ હિં. કામદાર એમ. એ., તથા પાલીના પ્રોફેસર, રાજદફ્તરદાર શ્રીયુત ચિંતામણિ વિ. જોશી એમ. એ., તથા ગુજરાતીના પ્રો. **મંજુલાલભાઇ** ર. મજમુદાર એમ. એ., એલ એલ. બી., તથા સુપ્રસિદ્ધ ઇતિહાસ–લેખક સાક્ષર **મોહનલાલભાઇ** દ. દેશાઇ બી. એ; એલ એલ. બી., ઍડવોકેટ તથા ‘ સુવાસ ’ના તંત્રી શ્રીયુત **ચીમનલાલ** સંઘવી તથા અન્ય સહાયક સજ્જનોનો આભાર માનું છું.

આશા છે કે-ગુણજ્ઞ સજ્જનોને આમાંથી ઉપયોગી પ્રામાણિક ઇતિહાસ જાણવા મળી આવશે, જેમાંનો અપ્રકટ ઇતિહાસ બહુ થોડા જાણતા હશે. સુજ્ઞ ઇતિહાસપ્રેમીઓ સૌજન્યથી એનો સદુપયોગ-સત્કાર કરે, વિશેષજ્ઞો વિશેષ દર્શાવે-એવી આશા રાખી વિરમું છું.

વિ. સં. ૧૯૯૭ વૈ. શુ. ૫,
વડોદરા.

લા. ભ. ગાંધી.

# પાવાગઢથી વડોદરામાં

## પ્રકટ થયેલા

# જીરાવલા પાર્શ્વનાથ

### કવિતાનો સાર.

૧

**ચાંપાનેર-પાવા-ગઢ, ચૌહાણોના સમયમાં**

પહેલી ઢાળમાં-જીરાવલી( પાર્શ્વનાથ )ને પ્રણામ કરીને કવિ પ્રારંભ કરે છે. ગુજરાત દેશના વડોદરામાં પ્રગટ થયેલ પાર્શ્વનાથ દેવ ( શ્યામ મૂર્તિ )નું વર્ણન કરવા સૂચન કરે છે. તેની આદિથી ઉત્પત્તિનું કથન કરતાં ચાંપાનેર-ચંપાવતી નગરની પ્રાચીન મહત્તા દર્શાવે છે. શ્રીમંત-વ્યવહારી-વેપારી લોકોનો વાસ, લક્ષ્મીનો વાસ, જન-સંખ્યાની અધિકતા સાથે સૂચવે છે. ૮૪ ચૌટાં, દેવ-દરબારમાં વાગતી ઘંટાના મંગલ નાદ જણાવે છે. એ પછી અસમાન ઉંચા પાવાગઢ ગિરિનું વર્ણન આપતાં, તેના પર દેવતાનો વાસ અને કિંનરોનાં ગાન જણાવે છે. દિલ્લીપતિ સુલતાન પૃથ્વીરાજ ચોહાણના વંશમાં દીપતા પતાઇ રાવળનું સ્મરણ કરે છે, જે અનમી ( બીજાને ન નમનારા ) નૃપ-

શિરતાજ **પાવા-પતિ** તરીકે રાજ્ય કરતા હતા. કવિએ ત્યાં દર્શાવેલો સમય વિક્રમસંવત્ ૧૧૦૦ એ પાવા-પતિ *ચૌહાણના પૂર્વજોનો સમજવો જોઇએ.

૨

**બારમી સદીમાં પાવાગઢ પર શ્વે. જૈન મંદિરો.**

બીજી ઢાળમાં-**પાવાગઢ** ઉપર સંઘે જગ-જન-હિતકારક જગ-મનોહર દેવળ કર્યું જણાવ્યું [1] છે, એને ફરતી (ચોતરફ) પર બાવન દેહરીઓ હોઇ-એ [2]**બાવન જિનાલય** હતું. એમાં જ્ઞાન-રસિક **અભિનંદન** દેવ (જૈનોના ચોથા તીર્થંકર) અને **જીરાવલી-પ્રભુ**

---

* ઐતિહાસિક દૃષ્ટિએ વિશ્વાસપાત્ર ન જણાતા ચંદ બરદાઇના પૃથ્વીરાજ-રાસોના આધારે સંવત્ દર્શાવ્યો હોય, તો તે સંવત્ **પાવા-પતિ** માટે ઘટી શકે નહિ. પતાઇ રાવળ( જયસિંહ ) સંબંધમાં અમ્હે ' **તેજપાલના** વિજય 'ના પ્રાસ્તાવિકમાં જણાવી ગયા છીએ અને પૃથ્વીરાજ **ચૌહાણ** વગેરે સંબંધી કેટલોક પરિચય આગળ જોવાશે.

૧ પાવાગઢ-**ચાંપાનેર** સાથે શ્વે. જૈનો( વિક્રમની ૧૨ મી સદીથી ૧૯ મી સદી સુધી )નો ઇતિહાસ મેં વિસ્તારથી ' **તેજપાલનો** વિજય ' ના પ્રાસ્તાવિકમાં સપ્રમાણ દર્શાવ્યો છે. વિશેષમાં જણાય છે કે-

**પાવાગઢના શ્વે. સંભવ-જિનમંદિરમાં ૮ દેહરીઓ કરાવનાર વિક્રમની ૧૫મી સદીના ખંભાતના ઓસવાળ શ્વે. મેઘાશાહ.**

ઊકેશવંશમાં થયેલા સચિવેન્દ્ર **આદાશેઠના** વંશજોમાં ધર્મ-નિષ્ઠ શ્રીમાન્ શેઠ **મેઘાશાહ**, વિક્રમની ૧૫મી સદીના ઉત્તરાર્ધમાં થઇ ગયા. જેમણે ધાર્મિક સર્વ ક્ષેત્રોમાં મેઘની જેમ વસુ-વૃષ્ટિ કરી હતી. તેમને

(૨૩ મા **પાર્શ્વનાથ**)ની મુખ્ય પ્રતિમાઓ હતી. એ બન્ને દેવોની અંજન-શલાકા પ્રતિષ્ઠા વિ. સં. ૧૧૧૨ માં વૈશાખ શુ. ૫ ગુરુવારે આચાર્ય ગુણસાગરસૂરિ દ્વારા થઈ હતી-તેમ જણાવ્યું છે. પ્રસ્તુત **જીરાવલી પાર્શ્વનાથની** તે પ્રતિષ્ઠાના

---

પહેલી પત્ની **ભોલીથી માણિક્ય** નામનો પુત્ર અને બીજી પત્ની કમલાઇથી **હીર** અને **વીર** નામના ૨ પુત્રો થયા હતા. વ્યવહારીઓથી શોભતા શ્રેષ્ઠ નગર **સ્તંભતીર્થ**( ખંભાત )માં વસતા **મેઘાશાહ** અગ્રણી તરીકે પ્રખ્યાત થયા હતા. તેમણે **પાવકાચલ**( **પાવાગઢ** )ના શણગારરૂપ **શંભવજિનનાં** મંદિર( જે સંબંધમાં '**તેજપાલનો** વિજય' પુસ્તકના પ્રાસ્તાવિકમાં અમ્હે પ્રમાણો દર્શાવ્યાં છે )માં કલિકાલનો નાશ કરનારી ૮ દેવકુલિકાઓ કરાવી હતી—

" **पावकाचल**शृङ्गार-श्री**शम्भवजिनालये** ।
**तेनाष्टौ देवकुलिकाः** कलिकालहृताः कृताः ॥ "

તે મેઘાશાહે પુષ્કળ દ્રવ્ય ખર્ચીને **સોપારકપુરેશ્વર**( જિન )ના જીર્ણ ચૈત્યને નવું કર્યું હતું. તેમણે દર્શનથી ઉદ્વેગને દૂર કરનારી-મનોહર ૨૪ તીર્થંકરોની પ્રતિમાઓ કરાવી હતી, તથા **સુરત્રાણ (સુલતાન)**-પુરમાં ઉજ્જવલ વિશાલ શાલા ( ઉપાશ્રય ) કરાવી હતી, તથા **માહિન્દ્રી** નદીના તટ( **મહીકાંઠા** )પર ૨૪ વાર અમારિ કરાવી સર્વ પ્રકારની હિંસાને નિવારી હતી, ઘણી તીર્થયાત્રાઓ અને ઘણી સંઘભક્તિ કરી હતી. તેજ મેઘાશાહે **તપાગણરૂપી** આકાશમાં સૂર્ય જેવા યુગપ્રધાન **સોમસુંદરસૂરિના** શ્રુત-ભક્તિ તરફ પ્રેરતા સદુપદેશને સાંભળી હર્ષિત થઇ **સિદ્ધાંત** વગેરે લાખ ગ્રંથ( શ્લોકો ) લખાવતાં વિ. સં. ૧૪૯૮ માં લખાવેલ અને ચિત્કોશ( જ્ઞાનભંડાર )માં સ્થાપેલ પુસ્તક ( **સૂક્ષ્માર્થ-વિચારસારચૂર્ણિ**-તાડપત્રપુસ્તિકા હાલ જૈનજ્ઞાનશાળા **વીજાપુરમાં** વિદ્યમાન )ની ૨૧ શ્લોકોવાળી પ્રાંત **પ્રશસ્તિમાં** એ ઉલ્લેખ છે [ **જુઓ**-**જૈનસાહિત્ય-પ્રદર્શન-પ્રશસ્તિસંગ્રહ**-તાડપત્ર-વિભાગ પૃ. ૯-૧૦ ]

પ્રસંગે **ચાંપાનેર**ના સંઘમાં હર્ષ–વધાઈ થઇ હતી. **ચાંપાનેર**માં અને **પાવાગઢ** પર સર્વ જનો પ્રભુ–ગુણ ગાતા હતા. આ સાથે મૂલનાયક **અભિનંદન** જિનના શાસનની રક્ષિકા શ્યામ વર્ણવાળી, પદ્માસના અને ચાર ભુજાવાળી લટકાળી **કાલીદેવી**ને પણ ત્યાં સ્થાપી હતી.

---

ખરતરગચ્છના નાયક શ્રી **જિનચંદ્રસૂરિ**, કે જેમને મંત્રીશ્વર કર્મચંદ્રે શહેનશાહ **અકબ્બર**ની અધ્યક્ષતામાં 'યુગપ્રધાન' પદવીથી સન્માનિત કરાવ્યા હતા અને જે આચાર્યના સદુપદેશથી **અકબ્બરે** આષાઢ અષ્ટાહ્નિકાનું અમારિ–ફરમાન પ્રકટ કર્યું હતું, તે આચાર્ય સાથે, સંઘપતિ **સોમજી**વાળો સંઘ **શત્રુંજય**–યાત્રાએ ચાલ્યો, તે સમયે વિ. સં. ૧૬૪૪ માં દેશોદેશના સંઘોમાં **ચાંપાનેર**નો સંઘ પણ આવ્યો હતો–એવો ઉલ્લેખ વિ. સં. ૧૬૪૮ માં રચાયેલા **જિનચંદ્રસૂરિ**–રાસમાં મળે છે—

> "વિક્રમપુર મંડોવરઉ, સિન્ધુ જેસલમેર;
> સિરોહી જાલોરનઉ, સોરઠિ **ચાંપાનેર**. ૨૨
> **સંઘ** અનેક તિહાં આવિયા, ભેટણ **વિમલ** ગિરિન્દ;
> લોકતણી સંખ્યા નહીં, સાથે ગુરુ **જિનચન્દ**. ૨૩"

—વિશેષ માટે જૂઓ ઐતિહાસિક જૈનકાવ્ય–સંગ્રહ, યુગપ્રધાન શ્રી જિનચંદ્રસૂરિ (પૃ. ૬૦ લે. **અગરચંદજી, ભઁવરલાલજી નાહટા**) 'વાડીના ભમરા! દ્રાખ્યાં મીઠી રે **ચાંપાનેરની**' એ દેશીમાં પણ કવિ **દીપવિજયજીએ** '**સોહમકુલરત્નપટ્ટાવલી**–રાસ' (હ. લિ. પ્રતિ પૃ. ૫૪) માં ઢાળ–કવિતા રચી છે.

૨. બાવન જિનાલયવાળી તે જગ્યા પર દિ. સુ. હે. જરીવાળાએ મંદિર કરાવી વિ. સં. **૧૯૬૭** માં પ્રતિષ્ઠા કરાવ્યાનું શ્રીયુત **નાથૂરામ પ્રેમીજીએ** જણાવ્યું છે–જૂઓ '**પરિશિષ્ટ અભિપ્રાયો**' માં.

૩

**અભિનંદન-શાસનદેવતા કાલિકાનું વર્ણન**

ત્રીજી ઢાળમાં—**પાવાગઢની રખવાલી, અભિનંદન-શાસન-રક્ષિકા** દેવી જગદંબા એ ***કાલિકાનું** સરસ વર્ણન કર્યું છે. એના ચાર હાથમાં રહેલાં આયુધ-ચિહ્નો જણાવ્યાં છે, તેમાં જમણા બે હાથમાં વરદ અને પાશ તથા ડાબા બે હાથમાં નાગરાજ અને અંકુશ જણાવેલ

---

* **પાવાગઢની કાલિકા.**

તપાગચ્છના ઉગ્ર સ્વભાવવાળા મનાતા ઉપાધ્યાય **ધર્મ**સાગરજીએ વિ. સં. ૧૬૨૯ માં રચેલ કુપક્ષ-કૌશિક-સહસ્રકિરણ અપરનામ પ્રવચન-પરીક્ષા( વિ. ૪, ગા. ૩૪ )ની વ્યાખ્યામાં જણાવ્યું છે કે–" **આંચલિક** મતના આકર્ષક **નરસિંહ** ઉપાધ્યાયે **ચંપકદુર્ગ**-( **ચાંપાનેર** )માં મિથ્યાદૃષ્ટિ કાલિકાદેવી પોતાના મતની વૃદ્ધિ માટે આરાધી હતી. **પ્રો. નરસિંહને નાઢી**(થી) બ્હેને **નટપદ્રીય** (**નડીઆદના**) ચૈત્યવાસી સૂરિ દ્વારા '**આર્યરક્ષિત**' નામથી સૂરિ-પદ અપાવ્યું હતું." એ જ ગ્રંથના પાંચમા વિભાગ( ગા. ૭–૮ )માં જણાવ્યું છે કે–" તે **નરસિંહે** પોતાના મતની વૃદ્ધિ માટે **પાવકગિરિ** ( **પાવાગઢ** )માં રહેલી કાલિકા નામની મિથ્યાદૃષ્ટિ-હિંસાપ્રિય દેવીને ૨૧ ઉપવાસો દ્વારા આરાધી હતી; અને તે પાપી જનો પાસે વ્યુદ્ગ્રહ વચન પ્રકાશિત કરતાં 'અમ્હને **ચક્રેશ્વરી** પ્રત્યક્ષ થયાં' એવું મૃષા બોલ્યા હતા—

" यथा **आञ्चलिकमताकर्षकेण नरसिंहोपाध्यायेन चम्पकदुर्गे** मिथ्यादृग् **कालिका**देवी निजमतवृद्धये आराधिता । × ×

" नियमयवुड्ढिनिमित्तं **पावयगिरि-कालिआ**भिहा देवी ।
आराहिआ य मिच्छादिट्ठी इगवीसु[ व ]वासेहिं ॥

છે. દેવીના મુખને પૂર્ણિમાના ચંદ્રની ઉપમા આપી છે, હોઠ પ્રવાલ જેવા લાલ, આંખો અમૃત-કચોલાં જેવી, અને લલાટમાં

---

" पच्चक्खा चक्केसरि अम्हं ' ति मुसं वइंसु सो पावो ।
पावजणाणं पुरओ वुग्गहवयणं पयासंतो ॥ "

व्या:—निजमतवृद्धिनिमित्तं पावकगिरौ या कालिकाऽभिधा कालिका-नाम्नी मिथ्यादृष्टिर्हिंसाप्रिया देवी सा × × " પ્રવચન-પરીક્ષા ( વિ. ૪, ગા. ૩૪ વ્યાખ્યા; વિ. ૫, ગા. ૭-૮, વ્યાખ્યા )

### શ્વે. જૈનોની અભિનંદન-શાસનદેવી.

પરંતુ વિક્રમની ૧૯ મી સદીમાં તપાગચ્છમાં થઇ ગયેલા આ યતિ કવિરાજ દીપવિજયજીએ તેમને મળેલા લેખાદિ આધાર પ્રમાણે જણાવ્યું છે કે-વિ. સં. ૧૧૧૨ માં વૈશાખ શુ. ૫ ના દિવસે પાવાગઢ પર ચોથા તીર્થંકર અભિનંદન જિનની પ્રતિષ્ઠા શ્વે. જૈનાચાર્ય ગુણસાગર-સૂરિ દ્વારા કરવામાં આવી હતી. તે સાથે તેની ભક્ત શાસન-દેવી કાલિકાને પણ ત્યાં સ્થાપિત કરવામાં આવ્યાં હતાં.

વર્તમાનમાં પાવાગઢમાં હિંદુ-સમાજમાં-દેવીના ઉપાસકોદ્વારા બહુ મનાતી એ કાલિકા દેવીની મૂર્તિ જોવામાં આવતી નથી, માત્ર ત્યાં તે દેવીની સ્થાનક-સ્થાપના જ જણાય છે; પરંતુ કવિરાજ દીપવિજયે ૧૦૮ વર્ષો પહેલાં ત્યાં કાલિકા દેવીની મૂર્તિનાં દર્શન કર્યાં જણાય છે-એથી તેનાં અંગ-ઉપાંગ, આસન, આયુધ, વસ્ત્ર, આભૂષણ-શણગાર વગેરેનું વાસ્તવિક વર્ણન કરેલું જણાઇ આવે છે. પાવાગઢની રખવાલી આ કાલિકા દેવીને ચોથા તીર્થંકર અભિનંદન જિનની શાસન-દેવી તરીકે ઓળખાવી છે, તે શ્વે. જૈનોની માન્યતા પ્રમાણે છે. શ્વે. જૈનાચાર્ય શ્રીહેમચંદ્રની અભિધાનચિંતામણિ નામમાલા ( ૧ દેવાધિદેવ કાંડ, શ્લો. ૪૪ ) માં એ રીતે નામ સૂચવ્યું છે, તેમ તેમના ત્રિષષ્ટિ-શલાકાપુરુષચરિત્ર( પર્વ ૩ જા ) માં અભિનંદન-જિન-ચરિત્રમાં તથા

તિલક–ટીકો રત્ન–જડિત જણાવેલ છે. પહેરેલ ચણીઓ પીળા અને રાતા વર્ણનો તથા ઉપરની ઓઢણી–ઘાટડી લાલ, ગુલાલ

---

બીજા અનેક શ્વે. જૈન ગ્રંથકારોએ અનેક ગ્રંથો (નિર્વાણકલિકા, પ્રવચનસારોદ્ધાર, પદ્માનંદમહાકાવ્ય, આચાર–દિનકર વગેરે )માં જણાવેલ શાસનદેવ–દેવીનાં નામો અને સ્વરૂપો પ્રમાણે ચોથા તીર્થંકર(અભિનંદન)ની શાસનદેવીનું નામ કાલિકા છે, અને કવિએ વર્ણવ્યા પ્રમાણે તેનું સ્વરૂપ છે—

૧. આચાર્ય શ્રીહેમચંદ્ર—

" [1]**चक्रेश्वर्य**जितबला [3]**दुरिता**रिश्च [4]**कालिका** । × × इति जैन्यः क्रमाच्छासनदेवताः । व्याख्या–**काल्येव कालिका** वर्णेन । × × एवमेताश्चतुर्विंशतिरपि **जिनानां** ऋषभादीनां **भक्ताः** क्रमेण **जिन**शासनस्य अधिष्ठात्र्यो **देवताः शासनदेवताः** ॥ "

—અભિધાનચિંતામણિ નામમાલા(ય. વિ. ગ્રં. ૧, ૪૪–૪૬) માં,

" **कालिका** च तथोत्पन्ना श्यामवर्णाऽम्बुजासना ।
दक्षिणौ धारयन्ती तु भुजौ वरद–पाशिनौ ॥
नागाङ्कुशधरौ बाहू दधाना दक्षिणेतरौ ।
पारिपार्श्विक्यभूत्तित्यं भर्तुः शासनदेवता ॥ युग्मम् ॥ "

—ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર( પર્વ ૩, સર્ગ ૨, શ્લો. ૧૫૯, ૧૬૦ અભિનંદનજિનચરિત્ર )માં.

૩. **પાદલિપ્તસૂરિની નિર્વાણકલિકા**( પત્ર ૩૪–૩૫ )માં—

" तथा **चतुर्थमभिनन्दन**जिनं × × तस्मिन्नेव तीर्थे समुत्पन्नां **कालिकादेवीं** श्यामवर्णां पद्मासनां चतुर्भुजां वरद–पाशाधिष्ठितदक्षिणभुजां नागाङ्कुशान्वितवामकरां चेति । "

૪. વિ. સં. ૧૪૬૮માં વર્ધમાનસૂરિએ રચેલા **આચારદિનકર**માં—

**જણાવી છે. હાથમાં રત્ન–જડાવ ચૂડી કંકણ, પગમાં ઝાંઝર નૂપુર, અને ડોકમાં નવલખો હાર–એ દેવીનો શણગાર સૂચવ્યો**

---

" श्यामाभा पद्मसंस्था वलयवलिचतुर्बाहुविभ्राजमाना
पाशं विस्फूर्जमूर्जस्वलमपि वरदं दक्षिणे हस्तयुग्मे ।
बिभ्राणा चापि वामेऽङ्कुशमपि कविषं भोगिनं च प्रकृष्टा
देवीनामस्तु **काली** कलिकलितकलिस्फूर्तिरुद्भूतये नः ।।

ॐ नमः श्री**काल्यै** श्रीअभिनन्दननाथशासनदेव्यै । श्री**कालि** ! सायुधा सवाहना सपरिकरा इह प्रतिष्ठामहोत्सवे आगच्छ आगच्छ इद मर्घ्यं पाद्यं बलिं चरुं गृहाण गृहाण सन्निहिता भव भव स्वाहा । "

—વડોદરા—પ્રાચ્યવિદ્યામંદિરની વિ. સં. ૧૪૭૬ માં લખાયેલી હ. લિ. પ્રતિ પત્ર ૧૨૧.

૫. પરમજૈન ઠક્કુર ફેરુએ વિ. સં. ૧૩૭૨ માં પ્રાકૃતમાં રચેલા વાસ્તુસારને, શ્રીયુત પં. ભગવાનદાસજી જૈને હિંદી અનુવાદ સાથે સચિત્ર પ્રકાશિત કર્યો છે. તેમાં શ્વેતાંબર અને દિગંબર જૈન ગ્રંથોના આધારે શાસનદેવ–દેવીઓનાં લક્ષણો સાથે જે ચિત્રો આપ્યાં છે, તેમાં શ્વેતાંબર જૈન–માન્યતા પ્રમાણે જણાવેલ ચોથા તીર્થંકરની શાસનદેવી કાલિકાનું નામ તથા સ્વરૂપ મળતું આવે છે; પરંતુ દિગંબર જૈનોની માન્યતા એથી જૂદી પડે છે, અર્થાત્ તેઓ ચોથા તીર્થંકર ( અભિનંદન )-ની શાસનદેવી તરીકે અને તેવા સ્વરૂપમાં કાલિકાને માનતા નથી. એવો સ્પષ્ટ ભેદ ત્યાં જણાવ્યો છે.

## વિધિપક્ષ( અંચલ )ગચ્છની અધિષ્ઠાયિકા

વિ. સં. ૧૬૯૧ માં કવિ **અમરસાગરસૂરિએ** રચેલા, **લાલણગોત્રવાળા વર્ધમાન–પદ્મસિંહ શ્રેષ્ઠિના** સં. ચરિત્રના મંગલાચરણમાં, **વિધિપક્ષમાં** થયેલા શ્રેષ્ઠ સૂરિ **આર્યરક્ષિતને** પ્રણામ કર્યા પછી ગચ્છની **અધિષ્ઠાયિકા,**

છે. દેવી, પાવાગઢથી ઉતરીને નવરાત( નોરતા )ના ૯ દિવસોમાં શહેર( ચાંપાનેર )ની નારીઓની ટોળીમાં ભળી સૌ સાથે

---

વાંછિત અર્થ આપનારી, પાવાદુર્ગ( પાવાગઢ )-નિવાસિની મહેશ્વરી મહાકાલીને વંદન કર્યું છે—

" **गच्छाधिष्ठायिकां** वन्दे **महाकालीं** महेश्वरीम् ।
वाञ्छितार्थप्रदां नित्यं **पावादुर्गनिवासिनीम्** ॥ "

## લાલણની ગોત્રદેવી.

તે ચરિત્રના પહેલા સર્ગમાં જણાવ્યું છે કે—**પાર્કર** દેશમાં **સિંધુનદના** કાંઠા ઉપર વાડીઓથી રમણીય **પીલુડા** નામનું ગામ છે, ત્યાં શૂરતા વગેરે ગુણોથી શોભતો, પ્રજા-જનનું પાલન કરતો **રાવજી** નામનો **ચંદ્રવંશી** રાજા વસતો હતો. તેને રૂપદેવી નામની સુશીલ રાણીથી ૧ લક્ષધીર અને ૨ લાલણ નામના બે પુત્રો હતા. દુષ્કર્મ-યોગે લાલણનો દેહ કોઢયુક્ત થતાં માત-પિતા દુઃખી થયાં. તે રાજાનો મંત્રી **દેવસિંહ** જૈનધર્મ પ્રત્યે આદરમાનવાળો સુશ્રાવકના ગુણોથી યુક્ત હતો. તે સમયમાં વિધિપક્ષગચ્છના ભૂષણરૂપ આચાર્ય જયસિંહસૂરિ શોભતા હતા, જેમનો સત્કાર **સિદ્ધરાજે** કર્યો હતો. સંવેગ રંગવાળા, શાસ્ત્ર-સાગરના પારગામી, કાલીના પ્રસાદને પ્રાપ્ત કરનારા, પરોપકારી જે સુવિહિતે વાદમાં દિગંબરોને જીત્યા હતા તથા લક્ષ( લાખ ) ક્ષત્રિયોને બોધ પમાડ્યો હતો—

" **गच्छश्रीविधिपक्षभूषण**निभाः **श्रीसिद्धराजार्चिता**
आचार्या **जयसिंहसूरिमुनयः संवेगरङ्गाङ्किताः** ।
वादे **निर्जितदिक्पटाः** सुविहिताः **शास्त्राम्बुधेः** पारगा
**लक्षक्षत्रविबोधकाः** परहिताः **काली-प्रसादा बभुः** ॥ "
—સર્ગ ૧, શ્લો.૧૨.

**ગરબા રમે છે–એવી લોક–વાયકા પણ કવિએ જણાવી છે. ગામ, નગર, પુર, સંનિવેશ અને રાજ્યની રક્ષા કરવા તથા**

---

વિચરતા તે સૂરિજી, મુનિઓ સાથે **પીલુડા** ગામમાં પધાર્યા, ત્યારે **દેવસિંહ** વગેરે શ્રાવકોએ દેશ–કાલોચિત ભક્તિ કરતાં તેમનો પ્રવેશ કરાવ્યો હતો. મધુર દેશના કરતા સૂરિજીનું પ્રભાવવાળું આચરણ સાંભળી રાજાએ **લાલણને** નીરોગી કરવા ઉપાય દર્શાવવા મંત્રીદ્વારા જણાવ્યું. ' જિન–શાસનનો પ્રભાવક થશે ' એમ વિચારી સૂરિજીએ ' અષ્ટમ તપ ( ૩ દિવસના ઉપવાસ ) કરી કાલિકા દેવીનું આરાધન કરવા ' જણાવ્યું. એ રીતે આરાધન કરતાં દેવીએ પ્રસન્ન થઈ જય-સિંહસૂરિના ચરણના પ્રક્ષાલન જલનો મહિમા સૂચવ્યો. એ રીતે કરતાં લાલણ નિરોગી થયો. તેનાં માત–પિતા હર્ષિત થયાં. કૃતજ્ઞતાથી સૂરિ-જીના ઉપદેશથી તેઓએ દયામય જૈનધર્મ સ્વીકાર્યો. સૂરિજીના ઉપદેશથી **લાલણે** પાવાદુર્ગ ( ગઢ )–નિવાસિની **મહાકાલીનું** ભાવથી પૂજન કર્યું—

" **लालणोऽथ महाकालीं** पूजयामास भावतः ।
सूरीशस्योपदेशेन **पावादुर्ग-निवासिनीम्** ।। "

—વર્ધમાન–પદ્મસિંહશ્રેષ્ઠિચરિત્ર ( સર્ગ ૧, શ્લો. ૩૪ ).

માત–પિતા સાથે જિનધર્મનું આરાધન કરતાં તેણે **શાંતિનાથ** જિનની એક દેવકુલિકા કરાવી હતી, તેમાં સ્ફટિક રત્નની બનાવેલી **શાંતિનાથની** પ્રતિમા સૂરિદ્વારા પ્રતિષ્ઠિત કરાવી હતી.

ઓસવાળોમાં અગ્રેસર **દેવસિંહે** સૂરિજીના ઉપદેશથી **લાલણને** નિશ્ચિત રીતે પોતાનો સાધર્મિક જ જાણીને ઓસવાળોની પંક્તિમાં મેળવ્યો હતો. સૂરિજી ચતુર્માસ કરી શિષ્યો સાથે અન્યત્ર વિહાર કરી ગયા. **લાલણને** પ્રાપ્ત થયેલ સુધર્મ, **લક્ષધીરના** મનને રુચ્યો ન હતો. કાલ–ક્રમે **રાવજી** પરલોકવાસી થયા. મૃત–કાર્યો કરતાં જ્ઞાતિ–ભોજન કર્મમાં બન્ને ભાઈઓને પરસ્પર કલેશ થયો. મોટાભાઈથી અપમાનિત

ધર્મી જૈન-જનોનાં ઈતિ, ઉપદ્રવ, ભય, સંકટ હરવા-સંઘનાં વિઘ્નો હરવા-એ દેવીને પ્રાર્થના કરી છે.

---

થતાં લાલણ અંતઃકરણમાં ખિન્ન થઈ પોતાના કુટુંબને લઈ માતા સાથે ત્યાંથી ચાલી નીકળ્યો. કચ્છદેશમાં ડોણ નામના મનોહર ગામમાં સૂરાજી નામનો રાજા લાલણનો મામો હતો, માતા અને પત્નીની પ્રેરણાથી લાલણ ત્યાં ગયો. વૃત્તાંત જણાવ્યો. મામાએ સત્કાર કર્યો. પોતાને પુત્ર ન હોવાથી સુરાજીએ ભાણેજને પુત્ર તરીકે સ્વીકારી તેને પોતાના રાજ્ય-પટ્ટ પર સ્થાપ્યો. વૃદ્ધ માતા રૂપદેવી એ જોઈ ઘણાં હર્ષિત થયાં, જિન-ધર્મનું આરાધન કરતાં તે કાલ-ક્રમે ભાઈ પછી પરલોક-પંથે સંચર્યાં. માતાના મૃતકાર્ય-પ્રસંગે લાલણે મોટા ભાઈ લખધીરને વિનયપૂર્વક પોતાના ગામમાં બોલાવ્યો, પરિવાર સાથે તે આવ્યો. માતાના વિયોગ-દુઃખે દુઃખી બન્ને ભાઈઓ મળ્યા. તેઓએ માતાની અગ્નિ-સંસ્કારની ભૂમિમાં માતાની મૂર્તિ સાથે દેવકુલિકા( દેહરી ) કરાવી હતી. લખધીર રજા લઈ પોતાના કુટુંબ સાથે પોતાના ગામમાં ગયો. દાનેશ્વરી લાલણ પોતાની પ્રજાનું પાલન કરતો હતો, જૈનધર્મનાં અણુવ્રતોનું પાલન કરતો હતો. તેને સોના નામની પત્નીથી બે પુત્રો થયા હતા. પોતાનું ગોત્ર સ્થાપન કરવાની લાલસાવાળા લાલણે એક વખતે અષ્ટમ તપ ( ૩ દિવસના ઉપવાસ ) કરી મહાકાલીનું આરાધન કર્યું હતું. કાલીએ પહેલાં ભીષણ રૂપે અને પછી પ્રશાંત મનોહર લક્ષ્મી-રૂપે દર્શન આપ્યું હતું. લાલણે પદ્માસનસ્થ પ્રશાંત મૂર્તિને પ્રણામ કરી પોતાના વંશજોની રક્ષા માટે, વૈભવ માટે પ્રાર્થના કરી હતી. દેવીએ 'લાલણ' નામે પ્રસિદ્ધ થનાર વંશ-વૃદ્ધિ વિસ્તાર માટે વરદાન-વચન આપ્યું હતું. લાલણે એવી રીતે વિ. સં. ૧૨૨૯માં લક્ષ્મીનું રૂપ ધરનારી કાલીને ગોત્ર-દેવી તરીકે સ્થાપી હતી—

" एवं सुवर्षे वरवैक्रमीये निधि-द्व्यार्के( १२२९ )प्रमीते मनोज्ञे ।
संस्थापयामास स गोत्रदेवीं कालीं च लक्ष्म्या वररूपधर्त्रीम् ॥ "

—વર્ધમાન-પદ્મસિંહશ્રેષ્ઠિ-ચરિત્ર સર્ગ ૧, શ્લોક ૬૭.

૪

**સયાજીરાવ બીજાના રાજ્ય-સમયમાં ચાંપાનેરથી વડોદરામાં પધારેલા પાર્શ્વનાથ.**

ચોથી ઢાળમાં–ચાંપાનેરથી જીરાવલી પાર્શ્વનાથ(પ્રતિમા) વીરક્ષેત્ર વડોદરામાં પધાર્યા–તેનું વર્ણન કરતાં કવિએ રાજ્યકર્ત્તા સહાજી( સયાજીરાવ બીજા )ના વંશનો પરિચય આપ્યો છે–૧. દમાજીરાવ, ૨. હરજી, ૩. કેરોજી, ૪. જિઘૂજીરાવ, ૫. પીલૂ(લા)-જીરાવ, ૬. દામાજી, ૭. ગોવિંદરાવ, પછી ૮. *સહાજી(સયાજી)રાવ અને તેમના પુત્ર ૯. ગણપતરાવ એ નામોનો સ્પષ્ટ નિર્દેશ કર્યો છે.

---

*વડોદરાના રાજ્યકર્ત્તા ગાયકવાડ વંશનો નામ–નિર્દેશ નીચેના ક્રમમાં 'બરોડા ગેઝેટિયર' ( વૉ. ૧, પૃ. ૬૨૯ ) વગેરેમાં દર્શાવ્યો છે, તે સાથે ઉપર્યુક્ત નામો મળે છે—

નંદાજી
|
કેરોજી
|
દમાજી ( ૧ લા ) — ઝિંગોજી

દમાજી ( ૧ લા )
|
પિલાજી
|
દમાજી ( બીજા—સ્વ. સન્ ૧૭૬૮ = વિ. સં. ૧૮૨૪ )
|
ગોવિંદરાવ ( સ્વ. સન્ ૧૮૦૦ = વિ. સં. ૧૮૫૬ )
|
સહાજી ( સયાજીરાવ બીજા ) [ સન્ ૧૮૧૯ થી ૧૮૪૭ = વિ. સં. ૧૮૭૫ થી વિ. સં. ૧૯૦૩ ]
|
ગણપતરાવ [ સન્. ૧૮૪૮ થી ૫૭ = વિ. સં. ૧૯૦૪ થી ૧૩ ].

**સહાજી**( બીજા **સયાજી** )રાવના રાજ્યમાં રાજા, રાજમંડલ અને સૌ પ્રજાનું કલ્યાણ કરવા દેવે દર્શન આપ્યાં–તે હકીકતમાં જણાવે છે કે–**રાવપુરામાં** દેશી( દેશસ્થ ) બ્રાહ્મણ **રામા(મ)જી**-ને ઘરે ભૂમિમાં બિરાજતા દેવે તેને સ્વપ્ન આપી સમજાવ્યો હતો, પરંતુ તે સમજી શકયો ન હતો; **તપાગચ્છ–સાગરગચ્છના** આચાર્ય [1]**શાંતિસાગરસૂરિને** સ્વપ્ન આપી પોતે પ્રગટ થવા

---

૧ **શાંતિસાગરસૂરિ.**

પં. **હીરવર્ધનના** શિષ્ય કવિ **ક્ષેમવર્ધને** **રાજનગર(અહમ્મદાવાદ)**-ના નગરશેઠ **શાંતિદાસના** વંશજ **વખતચંદશેઠનો** જે ઐતિહાસિક રાસ રચ્યો છે, ૪૫ ઢાળવાળો **પુણ્ય–પ્રકાશ** નામનો વિસ્તૃત તે રાસ કવિએ વિ. સં. ૧૮૭૦ માં આષાઢ શુ. ૧૩ **રાજનગરમાં** પૂર્ણ કર્યો હતો. તે સમયે આ **શાંતિસાગરસૂરિ**( **આણંદસાગરસૂરિના** પટ્ટધર ) **અણહિલ્લપુર પાટણમાં** ચોમાસું રહ્યા હતા. કવિએ એ રાસના અંતિમ કથનમાં **તપા–સાગરગચ્છના** અધિપતિ તરીકે એમના નામનો ઉલ્લેખ આ પ્રમાણે કર્યો છે—

" **આણંદસાગરસૂરિ** તસ પાટે, ભવિયણને હિતકારી જી;
તેહ ગુરુ–પાટ–પટોધર પ્રગટ્યા, **શાંતિસાગર** સુખકારી જી. ૧૩

સૂરી–ગુણ તસ અંગ બિરાજે, સોભાગી–સિરદાર જી;
**સાગરગચ્છ**–ગુરુ–ભાર–ધુરંધર, નિર્વહે સુખકાર જી. ૧૪

**અનહલ્લપુર પત્તન** ચોમાસું, સંપ્રતિ સૂરિ બિરાજે જી;
એહ રાસની રચના કીધી, સુંદર તેહને રાજે જી. " ૧૫

—**ઐતિહાસિક જૈન–રાસમાળા** ભા. ૧ લો, પૃ. ૧૦૦,૧

[ સં. **મો. દ. દેશાઇ**; પ્ર. **અધ્યાત્મજ્ઞાન–પ્રસારક મંડળ** ]

**સમજાવ્યું હતું. તે પછી નગરના સુધર્મી સૂબા પાટીલ**

---

વિ. સં. ૧૮૯૨ તથા વિ. સં. ૧૮૯૩ માં **સાણંદ** ગામમાં **શ્રી શ્રીમાલી** મેતા **ચાંદા** વગેરેએ કરાવેલ જિનપ્રતિમાઓની અને **સિદ્ધચક્રની** પ્રતિષ્ઠા આ **શાંતિસાગરસૂરિએ** કરી હતી ( જૂઓ બુદ્ધિ. જૈનપ્રતિમા-લેખસંગ્રહ ભા. ૧, લે. ૬૨૭, ૬૨૮, ૬૩૦, ૬૩૧. )

**ઓસવાળ** શ્રીમાન્ શેઠ **હઠીસિંહે** પોતાના દ્રવ્ય-વ્યયથી **અહમ્મદાવાદમાં** ઉત્તર દિશામાં કરાવેલી વાડીમાં ૩ માળવાળું, ૩ શિખરોવાળું, ૨ મંડપોવાળું, ૫૨ દેવકુલિકાવાળું, ધર્મનાથ-મૂલનાયકની સ્થાપનાવાળું જે મનોહર વિશાળ **જિન-મંદિર** કરાવ્યું હતું; તે પ્રાસાદ અને જિનબિંબોની પ્રતિષ્ઠા વિ. સં. ૧૯૦૩માં **શાંતિસાગરસૂરિએ** કર્યાનું ત્યાંના પ્રશસ્તિ-શિલાલેખ પરથી જણાય છે. શેઠનો સ્વર્ગવાસ થતાં હરકુંવર શેઠાણીએ કરાવેલ પ્રતિષ્ઠા-મહોત્સવનું ત્યાં વિસ્તારથી વર્ણન આપેલું છે( જિનવિ. **પ્રાચીન** જૈનલેખસંગ્રહ ભા. ૨, લે. ૫૫૬ ), બુદ્ધિ. લે. ભા. ૧, લે. ૧૪૦૨ માં એ જ સમયનો બીજો પ્રતિમાલેખ પ્રકટ થયો છે.

સ્વ. બાબૂ **પૂરણચંદજી** નાહરના જૈનલેખસંગ્રહ ( પ્રથમખંડ લે. ૫૬ )માં લેખમાં જણાવેલ વિ. સં. **૧૯૦૩માં શાંતિનાથ**જિન-બિંબની પ્રતિષ્ઠા કરનાર **તપા-સાગરગચ્છના** જણાવેલ **શાંતિસાગરસૂરિ** આ જ જણાય છે અને તે જ પુસ્તકના લે. ૫૨૬માં સં. ૧૯૩૫( ? ૦૩) માં માઘ વ. ૫ **અહમ્મદાવાદવાસી ઓસવાલ** જ્ઞા. વૃદ્ધશાખાના ( વીસા ) શા. હઠીસંઘ કેસરીસંઘની ભાર્યા બાઇ **રુકમિણિએ** પોતાના શ્રેય માટે કરાવેલ **શાંતિનાથના** બિંબની પ્રતિષ્ઠા પણ **તપાબિરૂદવાળા સાગરગચ્છના** આ જ **શાંતિસાગરસૂરિએ** કરી હતી.

વિ. સં. ૧૯૦૫( શાકે ૧૭૬૮ )માં **સીપોર-વાસી** બેન **નવલે** પોતાના શ્રેય માટે કરાવેલ **ચંદ્રપ્રભબિંબની** પ્રતિષ્ઠા **તપાગચ્છના**

**[1]ગિરધરદાસને વાત જણાવતાં તેમની આજ્ઞાથી [2]દુર્લભદાસે (શેઠે) ત્યાં જઈ ભૂમિ ખોદાવી એટલે જીરાવલી પાર્શ્વનાથ દેવે દર્શન દીધાં. હર્ષ-વધાઇ થઇ હતી. આ પ્રતિમા પ્રકટ થયાનો સંવત્સર, માસ, તિથિ વિ. સં. ૧૮૮૯ માગશર વદિ ૧૧ સ્પષ્ટ સૂચવેલ છે.**

---

ભટ્ટારક **શાંતિસાગરસૂરિએ** કરી હતી, જે **મધુવનમાં** કાનપુરવાળાના જિનમંદિરમાં છે ( પૃ. **નાહર-જૈનલેખસંગ્રહ** ખં. ૨, લે. ૧૮૨૯ ).

**૧. વડોદરા**–મામાની પોળના વકીલ ડાહ્યાભાઇ મગનલાલ પરીખ પાસે વિ. સં. ૧૮૮૯ માં કપડા ઉપર લખેલો મકાનનો દસ્તાવેજ છે, જેમાં મામાની પોળ પહેલાં બાલચંદ પટેલની પોળ તરીકે ઓળખાતી જણાતી છે; તેમાં પટેલ **ગિરધરદાસ** બાલચંદની શાખ તરીકે સહી છે; કવિએ પાટીલ ગિરધરદાસ નામ જણાવેલ છે, તે એ જ વ્યક્તિ જણાય છે.

**૨. દુર્લભદાસ.**

આમાં જણાવેલ દુર્લભદાસ શેઠ તે ગાંધી સુશ્રાવક ( શ્વે. જૈન ગૃહસ્થ ) જણાય છે કે–જેમણે વિ. સં. ૧૮૯૦ માં વડોદરામાં આજ કવિરાજ **દીપવિજયજીને** બીજા શ્રાવકો સાથે **મહાનિશીથસૂત્ર** સંબંધમાં પૃચ્છા કરી હતી અને કવિરાજે તેમના પ્રત્યુત્તર તરીકે ' મહાનિશીથના બોલ ' નામનો નાનો ગ્રંથ રચ્યો હતો અને વિ. સં. ૧૮૯૨ માં આ કવિરાજ **સૂરતમાં** હતા, ત્યારે મૂર્તિ-પૂજા વિગેરે વિષયક પ્રશ્નાવલી પૂછનાર વડોદરાના શ્રાવક-સંઘમાં પ્રથમ નામ ગાંધી દુર્લભદાસ ઝવેરચંદ તરીકે જણાવ્યું છે; તેજ આ આગેવાન શ્રાવક ( શ્વે. જૈન ) જણાય છે, જેનું સૂચન મેં ' વટપદ્ર( વડોદરા )ના ઐતિહાસિક ઉલ્લેખો ' લેખાંક[ ૧૧ ]માં કર્યું છે.

૫

**જીરાવલી પાર્શ્વ-નાથનું સ્તવન**

પાંચમી ઢાળમાં—જીરાવલી પાર્શ્વનાથ પ્રભુનાં દર્શનથી થયેલ હર્ષ, ભક્તિભર્યાં પ્રભુ-પ્રભાવ-સ્તવન દ્વારા પ્રકટ કરેલ છે. 'ॐ ह्रीँ श्रीजीरावली-पार्श्वनाथाय नमः ।' આવો પ્રભાવક મંત્ર જણાવી સૌ સંઘ, રાજા, પ્રજા અને રાજ-મંડલ અધિકારી માટે શુભ મંગલ–પ્રાર્થના કરી છે. વિ. સં. ૧૮૮૯ ફાગણ શુ. ૨ ને દિવસે—એટલે ઉપરની ઘટના પછી લગભગ બે મહિના પછી આ કવિતા રચ્યાનું પણ ત્યાં કવિએ સ્પષ્ટ જણાવ્યું છે.

એ પછી અભિષેક તરીકે શ્વે. જૈન–સમાજમાં સુપ્રસિદ્ધ બૃહચ્છાંતિ સ્તોત્રના શાંતિકારક પાઠો–૭ વાક્યો આપ્યાં છે. અંતમાં જીરાવલી પાર્શ્વનાથની આરતી રચી ચતુર્વિધ સંઘ અને રાજ્યકર્તા સાહા( બીજા સયાજીરાવ ) માટે મંગલ ભાવના પ્રકટ કરી છે.

# જીરાવલી–પાર્શ્વનાથ–સ્તવન.

[ કર્તા-કવિરાજ દીપવિજય ]

શ્રીવરદાઈ । નમઃ શ્રીજીરાવલી–પાર્શ્વનાથાય ।

તસ્ય સ્તવનમ્—

( સેરી બુહારી સજ કરું ઘેર આવો રે,
આવતાં વેરું ફુલ હસીને બોલાવો ને–એ દેશી;
તથા સમુદ્રવિજય સ(કુ)લ–ચંદલો સામલી[યા] )

સ્વસ્તિ શ્રી ત્રિભુવન–પતિ જયકારી રે, **જીરાવલી** જિનરાજ
જગ–ઉપગારી રે;
પ્રણુમી પદ–કજ તેહના જય[ કારી રે ], વરણું તે મહારાજ
જગ–ઉ૦ ૧

ગુજર દેસ **વડોદરે** જય૦, પ્રગટ્યા **પારસ દેવ** જગ–ઉ૦;
સુરત **સામલી** ઝગમગે જય૦, સારે સુર નર સેવ જગ–ઉ૦ ૨

આદ થકી ઉતપતિ કહું જય૦, સુણુજ્યો ચતુર સુજાણુ જગ–ઉ૦;
**ચાંપાને(નય)ર ચંપાવતી** જય૦, નગર ભલો અહિઠાણુ જગ–ઉ૦ ૩

લોક વસે **વેવહારીયા** જય૦, જિહાં ઘર છે લાખ અઢાર જગ–ઉ૦;
લખેસરી કોટેસરી જય૦, જિહાં દ્રવ્ય તણો નહી પાર જગ–ઉ૦ ૪

ચઉટાં ચોરાશી ભલાં જય૦, બહૂ દેવ તણુા દરબાર જગ–ઉ૦;
ઘનન ઘંટા રણુઝણે જય૦, મંગલ જય જયકાર જગ–ઉ૦. ૫

1018

**પાવાઘઢ** ગીરી છે ભલો જય૦, ઉંચો છે અસમાન જગ–ઉ૦;
વાસો વસે તિહાં દેવતા જય૦, કરતા કિન્નર ગાન જગ–ઉ૦. ૬

દિલ્લિપતિ સૂલતાન જે જય૦,શ્રી **પ્રથ્વિરાજ ચહૂઆણ** જગ–ઉ૦;
તેહના વંસમાં દીપતો જય૦ **પતાઇ રાવલ** મેહેરાણ જગ–ઉ૦. ૭

વિક્રમસંવત્ ઇગ્યારસેંહે જય૦, અનમી નૃપ–સિરતાજ જગ–ઉ૦;
રાજ કરે **પાવાપતી** જય૦, કહે **દીપવિજય કવિરાજ** જગ–ઉ૦. ૮

---

( ઢાલ ૨ )

( ઝીણા ઝરમર વરસે મેહ, ભીંજે માહરી ચૂંનડલી;
તથા–હાં રે મારે દીવાલી થઇ આજ, પ્રભુ–મુખ જોવાને–એ દેશી )

**પાવા** ઉપર **સંઘે** કીધો, **દેવલ** જગ–મનોહારી રે;
**બાવન જિનાલય** ફરતી દેહરી, જગ–જનને હિતકારી રે. ૧

ગ્યા(જ્ઞા)ન–રસીલા રે **અભિનંદન** દેવ દયાલ ગાંન ર૦
પ્રભુ **જીરાવલી** જગનાથ ગ્યાંન ર૦ ૧ (આંકણી)

સંવત્ ઇગ્યારસેંહે બારા વરસે, દેવ–પ્રતિષ્ટા થાવે રે.
**અભિનંદન જીરાવલિ પારસ**, અંજન–સલાક સોહાવે રે.
ગ્યાંન ર૦ અભિ૦ પ્રભુ જીરા૦ ૨

વૈશાખ ઉજ્વલ માસ સોહાવે, પંચમી દિન ગુરુવાર રે;
આચારજ **ગુણસાગર** સૂરી, થાપે પ્રભુ જયકારી રે.
ગ્યાંન૦ અભિ૦ પ્રભુ જીરા૦ ૩

**ચાંપાનેર**–તણા સહૂ સંઘને, હૂઈ હરષ વધાઇ રે;
જય **જીરાવલિ–પારસ** જય જય, જય જય જગ–સુખદાઈ રે.
ગ્યાંન૦ અભિ૦ પ્રભુ જીરા૦ ૪

તે દિન એ જીરાવલિ-પારસ દેવ-પ્રતિષ્ટા થાવે રે;
ચાંપાનયરે પાવાઘઢ પર, સહૂ જન પ્રભુ-ગુણ ગાવે.
ગ્યાંન૦ અભિ૦ પ્રભુ જીરા૦ ૫

અભિનંદન-શાસન-રખવાલી, થાપી દેવી કાલિ રે;
પદમાસન ભુજ ચ્યાર સોહાવે, સામવરણ લટકાલિ રે.
ગ્યાંન૦ અભિ૦ પ્રભુ જીરા૦ ૬

જીરાવલી પારસ પ્રભુજીની, ઉતપતિ એ જગ રાજે રે;
મંગલ નામ સદા હિતકારી, દીપવિજય કવિરાજે રે. ૭
ગ્યાંન૦ અભિનં૦ પ્રભુ જિરા૦

---

( ઢાલ ૩ )

( અનિ હાં રે વાલ્હોજી વાઇ છે વાંસલી રે-એ દેશી )

અનિ હાં રે પાવાઘઢ-રખવાલી કાલિકા રે,
અભિનંદન શાસન-દેવ રે;
અનિ૦ ચ્યાર-ભુજાલિ કાલી માવડી રે,
બહૂ સુર નર સારે છે સેવ. ૧
અનિ [ હાં રે ] પાવાઘઢ-રખવાલી કાલિકા રે.

અનિ હાં રે જમણે બેહૂ હાથે આયુધ ધરે રે,
પહેલું વદે(વરદ) ને બીજલું પાસ;
અનિ [ હાં રે ] ડાબા બેહું હાથમેં આયુધ ભલાં રે,
નાગરાજ ને અંકુશ ખાસ. અનિ૦ પાવાઘઢ૦ ૨

અનિ૦ પુન્યમ-ચંદ્રસી મુખ-સોભા ભલિ રે,
વલી હોઠ તે લાલ પ્રવાલ રે;

અનિ૦ નયણુ તે દીસે અમિય-કચોલડાં રે,
ટીકો રત્ન-જડિત્ર છે ભાલે રે. અનિ૦ પાવાઘઢ૦ ૩

અનિ૦ પીળાં ને રાતાં ચરણાં પેહેરણે રે,
વળી ઘાટડી લાલ ગુલાલ રે;
અનિ૦ જગદંબા જગ-જનની માવડી રે,
ઉપગારી જિન-રખવાલ રે. અનિ૦ પાવાઘઢ૦ ૪

અનિ૦ ચુડી ને કુંકુણ રત્ન-જડાવનાં રે,
વળી ઝાંઝર નેઉર પાયે રે;
અનિ૦ હાર બીરાજે કોટમાં નવલખો રે,
સણગાર ધરે મહમાય. અનિ૦ પાવાઘઢ૦ ૫

અનિ૦ પાવાઘઢથી દેવી ઉતરે રે,
નવરાતના નવ દિન તાંહિં;
અનિ૦ સેહેરની નારી-ટોલીમાં ભલી રે,
તિહાં ગરબા રમે સહુમાંહેં. અનિ હાં રે પાવાઘઢ૦ ૬

અનિ૦ ગામ નગર પુર સન્નિવેશના રે,
કરો રાજ-તણી રખવાલ;
અનિ૦ ઇત ઉપદ્રવ ભય સંકટ હરો રે,
ધરમી જિનનાં સહૂ પ્રતિપાલ રે. અનિ૦ પાવાઘઢ૦ ૭

અનિ૦ અભિનંદન-શાસન-રખવાલિકા રે,
સહૂ સંઘ તણી વડ લાજ;
અનિ૦ વીઘન તે હરો સહૂ દેવી કાલિકા રે,
કહે દીપવિજય કવિરાજ. અનિ૦ પાવાઘઢ૦ ૮

---

( ઢાલ ૪ )

( આદિ જિણેસર! વિનતિ હમારી—એ દેશી )

ચાંપાનયરથી દેવ જીરાવલી, પ્રતિમા સાહેબ પાસ રે;
પઉધારયા વીરખે(ક્ષે)ત્ર વડોદે, તે વરણુવ કહું ખાસ રે.
દેવ જીરાવલી–સાહેબ વંદો. ૧

રાજ્ય કરે તિહાં રાવ સહાજી, તેહનો વંસ વખાણું રે;
દમાજી રાવ ને હરજી કેરોજી, જિઘૂજી રાવ પ્રમાણું તે.
દેવ જીરાવલી૦ ૨

પીલૂજી રાવ દામાજી નરપત, ગોવંદરાવ સનૂર રે;
રાવ સહાજી તસ સુત દીપે, ગનપતરાવ હજૂર રે.
દેવ જીરાવલી૦ ૩

એહના રાજમાં કરુણા કરીને, દીધાં દરીસણુ દેવ રે;
રાજા રાજ–મંડલ પરજાને, સહુને કલ્યાણુ કરેવા રે.
દેવ જીરાવલી૦ ૪

રાવપુરામાં દેસી બ્રાહ્મણ, રામાજિ નામ કહાવે રે;
તેહને ઘેર ભૂમિમાં બિરાજે, સુપન દેઈ સમઝાવે રે.
દેવ જીરાવલી૦ ૫

સમઝયો નહી તેહ સુપનની સમઝણ, પુન્ય વિના કિમ થાવે રે;
પુન્ય કરો જગમાં સહૂ પ્રાણી, પુન્યથી સહૂ બની આવે રે.
દેવ જીરાવલી૦ ૬

તપગચ્છ સાગરગચ્છ આચારજ, શ્રીશાંતિસાગરસૂર રે;
તેહને સૂપન દેઈ સમઝાવ્યા, પ્રગટ થવાને હજૂર રે.
દેવ જીરાવલી૦ ૭

દુરગપાલ કોટવાલ નગરનો, ઇ **સૂબા** નામ કહાવે રે;
**પાટીલ ગીરધરદાસ** સૂધમિ(મિં), તેહને વાત જણાવે રે.
દેવ જીરાવલી૦ ૮

તસ આગન્યાથી **દુલ્લ઼ભદાસે**, ભમ ખણી તિહાં જાઇ રે;
**દેવ જીરાવલી** દરસન દીધું, વધાઇ વધાઇ વધાઇ રે.
દેવ જીરાવલી૦ ૯

સંવત **અઢાર નવ્યાસી મૃગસિર**, વદિ એકાદસી સાજ રે;
**પાસ જીરાવલી** પ્રગટ થયા એહ,**દીપવિજય** કવિરાજ રે.
દેવ જીરાવલી૦ ૧૦

---

## ( ઢાલ ૫ )

( અમે વાટ તમારી જોતાં રે, સાચું બોલો સામલિયા !–એ દેશી )

જય જય **જીરાવલી**–સ્વામી રે, અહો !જગ–જીવન સાહેબિયા;
તુમે છો પ્રભૂ અંતરજામી રે, અહો !
મુખ જોતાં નવ નીધ પાઇ રે; અહો !
વલી કામધેન ઘરે આઇ રે. અહો ! ૧

આજ અમૃત–મેહૂલા વુઠા રે, અહો !
આજ પૂરવ પુરવજ તૂઠા રે; અહો !
મહે વાહલા સાહેબ મલિયા રે, અહો !
સહૂ આજ મનોરથ ફલિયા રે. અહો ! ૨

નિત સમરૂં ગજ જિમ રેવા રે, અહો !
મુઝ દીજે વંછિત દેવા ! રે; અહો !

તુમે ભક્ત તણા ભગવાન રે, અહો !
મુઝ દીજે વંછિત દાન રે. અહો ! ૩

તુમે સેવકને સુખદાઇ રે, અહો !
તુમ નામે કોડ વધાઈ રે; અહો !
તુમે ધોરી ધરમ-ધુરંધર રે, અહો !
તુમે કરુણા-સાગર ઠાકર રે. અહો ! ૪

તુમે સાહેબ ગરિબ-નિવાજ રે, અહો !
તુમે તારણ-તરણ-જિહાજ રે; અહો !
તુમે પરતખ સુરતરૂરાયા રે, અહો !
તુમે સેવકજન-સુખ-દાયા રે. અહો ! ૫

તુમ નામે મદ-મતવાલા રે, અહો !
નિત ઝૂલે ઘેર સૂંડાલા રે; અહો !
તુમે ભક્ત-વચ્છલ પ્રતિપાલા રે, અહો !
તુમ નામે મંગલ-માલા રે. અહો ! ૬

મંત્ર—ॐ ह्रीँ **श्रीजीरावलिपार्श्वनाथाय नमः ॥**

તુમ નામ-મંત્રાક્ષર ચઉદ રે, અહો !
નિત જપતાં પરમાણંદ રે; અહો !
ભય સઘલાં દૂર પલાય રે, અહો !
નિત મંગલ ધવલ ગવાય રે. અહો ! ૭

તુમે ગણધર મુનિ-સિરતાજ રે, અહો !
તુમે સેવકના સિરતાજ રે; અહો !
તુમે માત પિતા વડ લાજ રે, અહો !

જગ-બંધવ ને જગ-નેતા રે, અહો !
હું તુમ ગુણ વરણું કેત રે ? અહો ! ૮

સહૂ સંઘને મંગલકારી રે, અહો !
વલી રાજ પ્રજા જયકારી રે; અહો !
રાજ-મંડલ અધિકારી રે, અહો !
જય બોલો સહૂ નર નારી રે. અહો ! ૯

અઢાર નવ્યાસી વરસે રે, અહો !
મ્હેં ગાયા જીરાવલી હરસે રે; અહો !
ફાગુણ સુદિ દ્વિતિયા ઉજલ રે, અહો !
ગુણ વરણ્યા કીરત્ત નિરમલ રે. અહો ! ૧૦

ઇમ દીપવિજય કવિરાજે રે, અહો !
વરણ્યા ગુણ ભક્તિ સમાજે રે; અહો !
પ્રભુ પાસ જીરાવલી ગાવો રે, અહો !
સહૂ મુગત્તાફલેં વધાવો રે. અહો ! ૧૧

---

( અથ અભિષેક )

श्रीश्रमणसंघस्य शांतिर्भवतु ।
श्रीराजाधिपानां शांतिर्भवतु ।
श्रीराजसन्निवेशानां शांतिर्भवतु ।
श्रीपौरजनस्य शांतिर्भवतु ।
श्रीजनपदानां शांतिर्भवतु ।
श्रीगोष्ठिकानां शांतिर्भवतु ।
श्रीब्रह्मलोकानां शांतिर्भवतु । श्रेयः कुरु ।

---

( અથ આરતી લિખ્યતે— )

જય જય જીરાવલી પારસ! જન જય મંગલકારી જય મંગલ૦
મંગલ નામ સદાઇ, જગ સોભા તાહરી. જય દેવ! જય દેવા! ૧
વાટ ઘાટ રણુ રાઉલ, જે તુઝને ધ્યાવે; જે તુઝ૦
મન-વંછિત પાવે, સંકટ સહૂ જાવે. જય દેવ૦ ૨
એકવીસ અક્ષર જપતાં, શુભ મંગલકારી; જે શુભ મં૦
ચઉવિહ સંઘ સદાઇ, સાહા મંગલ દીજે. જય દેવ૦ ૩
કરુણાવંત દયાલા!, સેવક-પ્રતિપાલા! સેવક૦
દીપવિજય કવિરાજે, જય મંગલ-માલા. જય દેવ૦ ૪

ઇતિ આરતિ ।

ઇતિ શ્રીમંત અષ્ટમહાપ્રાતિહાર્ય-આતપત્રધારક ત્રિલોકી-પાતસાહ શ્રીવડોદરાનગરસ્થાઈ(યિ)-શ્રીજીરાવલીપાર્શ્વનાથ-સ્તવન પં. દીપવિજય કવિરાજેન વિરચિત શ્રેયસડર્થો શ્રીરસ્તુ*

---

## 卐શ્રીકલ્યાણ-પાર્શ્વનાથનું સ્તવન.

( વિ. સં. ૧૯૬૩ માં બનેલું )

શ્રીકલ્યાણ-પાર્શ્વનાથ પરમ ઉપગારી,
જેની સદા જાગતી જ્યોત જગત-જયકારી-(ટેક)

---

* પ્રતિના અંતમાં નીચે પ્રમાણે ઉલ્લેખ છેઃ-લખિતિ વિજય ગ૦ દયાવિજય પરોપકારાયા દેસાઇ કાલીદાસ ખુસા[લ]ભાઇ પઠનાર્થં સુધાનયરે રશભજીન(ઋષભજિન)-પ્રસાદાત્ લષીતં પાઠનાર્થં સકલ ચિરં જીયાત્ ।।

卐 વડોદરા-રાવપુરાના શા. શાંતિલાલ જેઠાલાલ ઝવેરીને ત્યાંથી મળેલ એક પાનામાં છે, અને મામાની પોળના શ્રાવક અંબાલાલભાઇ

એક અનોપ[મ] દેરું વડોદરામાં દીપે,
મંડપની શોભા સ્વર્ગપુરીને જીપે;
જિનરાજની પ્રતિમા શાંત સુધારસ સારી,
જેની સદા જાગતી જ્યોત જગત–જયકારી. ૧

પંચરંગી આરસ ચોક ચિત્રામણ ચળકે,
જિન–બિંબ ગભારામાંહે મૂરત બહુ ઝળકે;
શ્યામ સુંદર મૂરત શોભે આનંદકારી (બહુ સારી),
જેની સદા જાગતી જ્યોત જગત–જયકારી. ૨

સંવત અઢારસો છન્નુ વરસની સાલે,
સા. *દુર્લભ શ્રાવકને પ્રભુ સ્વપ્નું આલે;
સ્વપ્નાની વાતો છે બહુ ચમત્કારી,
જેની સદા જાગતી જ્યોત જગત–જયકારી. ૩

દક્ષિણી બ્રાહ્મણનું ઘર છે પૂલને ઝાંપે,
ત્યાંથી હું નીકળીશ જિન–શાસન જય વ્યાપે;
સંઘ સર્વ મળીને કાઢ્યા પ્રભુ અવિકારી,
જેની સદા જાગતી જ્યોત જગત–જયકારી. ૪

---

પટવાના મુખ–પાઠને આધારે સુધારો–વધારો ( ) [ ] કૌંસમાં સૂચવ્યો છે. પ્ર. કાંતિવિજયજી મહારાજે પણ આને મળતી હકીકત જણાવી છે.

*સાક્ષર શ્રી મોહનલાલભાઇ દ. દેશાઇએ આ પ્રકટ થતાં મોકલાવેલી ૨ પત્રની જીરાવલી–પાર્શ્વનાથ–સ્તવનની અપૂર્ણ પ્રતિમાં ચોથી ઢાળમાં ૧૧ કડી હોઇ ૮ મી કડી આ પ્રમાણે પૃ. ૩૦માં વધારવી જોઇએ—

શિવપુરામેં પુન્ય–સખાઇ, દુલ્લવ(ભ)દાસ ઝવેર રે;
તેહનેં પણ સુપનેં સમઝાવ્યો, પ્રગટ થવાનેં સનુર રે. દેવ જી૦ ૮

શ્રીવડોદરાના શ્રાવક સર્વે મળીયા,
પ્રભુ લેઇ જવાને ઘણા થયા તે બળીયા;
જિનરાજની મૂર્તિ છે બહુ આનંદકારી,
જેની સદા જાગતી જ્યોત જગત-જયકારી. ૫

શહેરના શ્રાવક કહે અમે પ્રભુ લઇ જઇશું,
રાવપુરાવાળા કહે અમે ઇહાં(અહિં) રાખીશું;
સુંદર રથમાં પધરાવ્યા સુખકારી,
જેની સદા જાગતી જ્યોત જગત-જયકારી. ૬

રથ સુદના(સુંદર) ધોરી આવ્યા પોતાને જાતે (ભાવે),
**આમાની પોળે** ખુશીની સાથે આવે;
જ્યાં ધોરી ઉભા ત્યાં દેરું કરાવ્યું [ભારી],
જેની સદા જાગતી જ્યોત જગત-જયકારી. ૭

દેરામાં પ્રભુને દુર્લભભાઇ પધરાવે,
પધરાવી હરખે જિનવરના ગુણ ગાવે;
જય જય વર્ત્યો ને હર્ષ થયો અપારી,
જેની સદા જાગતી જ્યોત જગત-જયકારી. ૮

[ સંવત ઓગણી ત્રેસઠ વર્ષની સાલે, ]
કાર્તિક શુદ છઠથી મહોત્સવ રચના ચાલે;
સિદ્ધિનાં સુખ લેવાને ભક્તિ કરો સારી (સુખકારી),
જેની સદા જાગતી જ્યોત જગત-જયકારી. ૯

# ઐતિહાસિક સંશોધન.

## જીરાવલા-પાર્શ્વનાથનાં સંસ્મરણો.

### જીરાપલ્લી-પાર્શ્વજિન-તીર્થનો પ્રબંધ.

[ ૧ ]

[1]વિ. સં. ૧૫૦૩ માં તપાગચ્છના પં. સોમધર્મગણિએ રચેલી ઉપદેશસપ્તતિમાં જીરાપલ્લી-પાર્શ્વજિન-તીર્થ સંબંધમાં જણાવ્યું છે કે—

"[2]જીરિકાપલ્લી પુરીરૂપી સુંદરીના કંઠ-સ્થલમાં જે હારની તુલનાને ધારણ કરે છે, તે પાર્શ્વજિનને પ્રણામ કરીને તેમના તીર્થ-સંબંધની કથા જે પ્રમાણે સાંભળી છે, તે પ્રમાણે પ્રકાશિત કરવામાં આવે છે:—

પહેલાં વિ. સં. ૧૧૦૯( ૯૦ ) [2]વર્ષમાં, ઘણા જૈન પ્રાસાદો અને શૈવ પ્રાસાદોથી સુંદર બ્રહ્માણ( વર્માણ, સિરોહી-રાજ્ય )

---

૧ " उपदेशसप्ततिरियं रुचिरा गुण-बिन्दु-बाण-चन्द्र( १५०३ )मिते ।
वर्षे तेन प्रथिता कृतार्थनीयाऽपि( वि )बुधधुर्यैः ॥ "
—ઉપદેશસપ્તતિ ( અંતે શ્લો. ૧૯ આત્માનંદ સભા, ભાવનગરથી પ્ર. )

૨ " श्रीजीरिकापल्लि-पुरी-नितम्बिनी-कण्ठस्थले हारतुलां दधाति यः ।
प्रणम्य तं पार्श्वजिनं प्रकाश्यते तत्तीर्थसम्बन्धकथा यथाश्रुतम् ॥
पुरा नन्दाभ्रेशा ११०९(११९०) सङ्ख्ये वर्षे ब्रह्माणनामनि । x "

નામના મહાસ્થાનમાં +ધાંધલ નામનો ધનાઢ્ય શ્રેષ્ઠ શ્રાવક થઇ ગયો. ત્યાં ગર્વ-રહિત સરલ ભદ્રિક એક વૃદ્ધ ડોશી રહેતી હતી. તેની એક ગાય હંમેશાં સેહિલી નદી પાસે દેવીત્રી [૧]ગિરિની ગુફામાં દૂધ ઝરતી હતી, અને સાંઝના સમયે ઘરે આવતી ત્યારે કંઇ પણ દૂધ આપતી ન હતી. તે ડોશીએ કેટલેક દિવસે પરંપરાથી તે સ્થાન જાણ્યું. તેણીએ ધાંધલ વગેરે મુખ્ય પુરુષો પાસે તે વૃત્તાંત જણાવ્યો. તેઓએ વિચાર્યું કે-તે સ્થાન પ્રભાવક હોવું જોઇએ. તે વ્યવહારીઓ એકઠા થઇને પવિત્ર થઇને રાત્રે પંચનમસ્કાર( મંત્ર )નું સ્મરણ કરીને પવિત્ર સ્થાનમાં સૂતા; ત્યારે સ્વપ્નમાં નીલ ઘોડા પર સ્વાર થયેલા કોઇ સુંદર પુરુષે તેમની પાસે

---

+ જિનપ્રભસૂરિએ રચેલા ફલવર્ધિ-પાર્શ્વનાથના કલ્પમાં, ફલોધીમાં રહેતા શ્રીમાલવંશના વિક્રમની બારમી સદીના ચોથા ચરણમાં વિદ્યમાન ધંધલ શ્રાવકની એક ગાય એવી રીતે દૂધ ઝરતી, અને તે શ્રાવકને આવેલ સ્વપ્નની હકીકત જણાવી છે.મુનિસુંદરસૂરિએ ફલવર્ધિ-પાર્શ્વનાથ-સ્તોત્ર( જૈનસ્તોત્રસંગ્રહ ય. વિ. ગ્રં. ભા. ૨, પૃ. ૮૪, શ્લો. ૫ ) માં પણ એ રીતે ધાંધલ નામનું સૂચન કર્યું છે.

૧-૪. મુનિ જ્ઞાનવિજયજીના ' જૈનતીર્થોના ઇતિહાસ ' ( સં. ૧૯૮૧ માં એ. એમ. એન્ડ કું. પાલીતાણાથી પ્ર. પૃ. ૬૫ )માં ' મારવાડનું જીરાપલ્લી ' સંબંધમાં જે જણાવ્યું છે. તેમાં દેવીત્રીગિરિને બદલે નદી જણાવી છે, જાવાલિપુર( જાલોર )ને જાવાલ જણાવેલ છે, તે તરફથી આવેલ યવનોના સૈન્યને બદલે ત્યાંના શીખો જણાવ્યા છે. લાપસીને બદલે ચંદન જણાવેલ છે; પરંતુ ઉપદેશસપ્તતિમાં જણાવેલ ઉપર્યુક્ત પ્રબંધમાંથી એવો આશય નીકળી શકતો નથી. ત્યાં યવનોના ગુરુને શેખ શબ્દદ્વારા ઓળખાવેલ છે, તથા સાહિને સં.માં સાખિ શબ્દદ્વારા સૂચિત કરેલ જણાઇ આવે છે.

પવિત્ર વચન કહ્યું કે–' ગાય જ્યાં દૂધ ઝરે છે, ત્યાં શ્રીપાર્શ્વ-નાથની મૂર્તિ રહેલી છે, તેનો અધિષ્ઠાયક હું છું. જેવી રીતે તેની પૂજા થાય, તેમ તમે કરો. ' એમ કહીને તે દેવ અદૃશ્ય થઇ ગયો. પ્રભાતે તેઓ ત્યાં ગયા. ભૂમિ ખોદાવતાં પ્રકટ થયેલ એ મૂર્તિને તેઓએ રથમાં સ્થાપી; તેવામાં જીરાપલ્લીપુરીના લોકો ત્યાં આવ્યા. તેઓએ કહ્યું કે–' આપનો અહિં અસ્થાને આ શો આગ્રહ છે? અમારી સીમ( હદ )માં રહેલ આ બિંબ, આપના વડે કેમ લઈ જઇ શકાય? ' એવી રીતે વિવાદ થતાં વૃદ્ધોએ કહ્યું કે–' એક બળદ તમારો અને એક બળદ અમારો આ મૂર્તિવાળા રથને જોડવામાં આવે; એ બન્ને જ્યાં લઇ જાય, ત્યાં દેવ પોતાની ઇચ્છા પ્રમાણે જાવ; કર્મ–બંધના હેતુભૂત વિવાદની શી જરૂર છે? ' એ સલાહ–ઠરાવ સ્વીકારી તેવી રીતે કરતાં તે બિંબ જીરાપલ્લીમાં આવ્યું, ત્યારે મહાજનોએ મહાન્ પ્રવેશોત્સવ કર્યો હતો. સંઘે સર્વની અનુમતિ–પૂર્વક પહેલાં ત્યાં ચૈત્યમાં રહેલા **વીર**ના બિંબને ઉત્થાપિત, કરીને તે( પ્રકટ થયેલ **પાર્શ્વ**નાથ–બિંબ )ને જ મુખ્ય તરીકે સ્થાપિત કર્યું હતું. વિવિધ અભિગ્રહો લઇ અનેક સંઘો ત્યાં આવે છે, તેમના અભિલાષો તેના અધિષ્ઠાયકદ્વારા પૂર્ણ કરવામાં આવે છે. એવી રીતે તે **તીર્થ** થયું. સર્વ શ્રેષ્ઠીઓમાં ધુરંધર **ધાંધલશેઠ** દેવ–દ્રવ્યની ચિંતા( સાર–સંભાળ–વહીવટ–વ્યવસ્થા ) કરતા હતા.

એક વખત ત્યાં જાવાલિપુર( જાલોર ) તરફથી ૠયવનોનું સૈન્ય આવ્યું હતું, તેને દેવે અસ્વાર થઇને નસાડયું હતું.*

---

* ' જીરાપલ્લિમંડન–પાર્શ્વનાથ–વિનતિ ' નામની ૧૧ કડીની એક પદ્યકૃતિ પ્રાચીન પ્રતિમાં છે, તેમાં વિ. સં. ૧૩૬૮ માં એ અસુર–દલ જીત્યું જણાની પ્રભુ–પ્રભાવે એ ઉપદ્રવ ટળ્યો જણાવ્યો છે—

સૈન્યમાંથી મુનિના વેષને ધારણ કરનારા તે યવનોના ગુરુ ૭ [૭]શેખો લોહીના કુંપા( શીશા ) ભરીને ત્યાં આવ્યા હતા. દેવની સ્તુતિના બહાને તેઓ દેવ-મંદિરમાં વાસો રહ્યા હતા. તેઓએ રાતે લોહીના છાંટા નાખી મૂર્તિનો ભંગ કર્યો હતો. 'લોહીનો સ્પર્શ થતાં પણ દેવોની પ્રભા જાય છે' એવી શાસ્ત્રની વાણી છે. તે પાપીઓ તરત જ નાશી ગયા, કેમકે તેવાઓને સ્વસ્થતા હોતી નથી. તેઓએ કરેલું તેવું તે અયોગ્ય કર્મ પ્રભાતે જ્યારે જાણવામાં આવ્યું, ત્યારે ધાંધલ વગેરેના હૃદયોમાં ઘણો ખેદ થયો. ત્યાંના રાજાએ ભટોને મોકલી તે સાતે દુષ્ટ શેખોને માર્યા અને સેના પોતાના નગરમાં ગઇ.

ઉપવાસ કરતા પોતાના અધિકારી( ગોષ્ઠી-વહીવટ કરનાર )ને દેવે કહ્યું કે -" ખેદ ન કર, નિર્દય પર મ્હારાથી પણ વિભુ થવાતું નથી. આ ૯ નવ ખંડોને એકઠા કરી તું જલ્દી નવ શેર-

" જગિ જાગત તસુ મૂરતિ રાજઇ,
એકલમલ કેસરિ જિમ ગાજઇ, વિસમઇ દૂસમ કાલે;
તેરહસઈં અડસઠ્ઠા ( વિ. સં. ૧૩૬૮ ) વરિસિહિં,
અસુરહ દલુ જીતઉ જિણિ હરસિહિં, ભસમ-ગ્રહ વિકરાલે. ૯
સોવન કાય તણુઈ તઇ નામઇં,
ભીમ ભુજંગમ જિમ ન કુ વામઈં, તિમ સંકટ તુમ્હ નામિ;
સોવનગિરિ જિમ ધીરિમ-બંધુર,
પરમાપ્પ...[કે]દંબ પયોધર, સકલ કુલ પરસામિ. ૧૦
ઠાય તેત્રીસમુ જે જિણ પૂજઇ,
તીહ અનેક મનોરથ પૂજઇ, વિલસઇ સુહ-સમવાય;
સાધુ-પ્રણત સિરિપાસ જિણેસર,
અતુલ પ્રભાવ પ્રગટ પરમેસર, જય જીરાઉલિ-રાય ! ૧૧ "

પ્રમાણે [4]લાપશીમાં નાખ; ૭ દિવસો સુધી બન્ને કમાડ દઈ દે" દેવના તે વચનને સાંભળીને તે ગોષ્ઠિક–અધિકારીએ તે પ્રમાણે સર્વ કર્યું. તેવામાં સાતમે દિવસે એક સંઘ આવ્યો, ઉત્સુકતાથી બારણું ઉઘાડીને તે મૂર્તિ જોવામાં આવી, તો કંઇક ન જોડાયેલા અવયવોવાળી મૂર્તિ લોકોએ જોઈ. કેમકે તે મૂર્તિના અંગ પર ૯ ખંડો હજુ પણ સ્ફુટ રીતે જોવામાં આવે છે.

પોતાના નગરમાં પહોંચતાં તે શાહો( યવનો )ને ઘરો સળગવાં, દ્રવ્યનો વિનાશ થવો વગેરે ઉપદ્રવો થયા હતા. તે બધું તે દેવે કરેલું જાણીને ભયભીત થયેલા રાજાએ પોતાના મંત્રીને ત્યાં મોકલ્યો. દેવે તેને સ્વપ્નમાં કહ્યું કે—' જો આ રાજા અહિં આવીને પોતાનું માથું મુંડાવે, તો જ નગરનું અને રાજાનું કુશળ થશે. ' તે પ્રમાણે કરવાથી અનેક ભોગ–યોગ કરાવવાથી અને ઘણી પ્રભાવનાઓ કરવાથી તે રાજા સમાધિમાન્–સુખી થયો. બીજાઓએ પણ તેવી રીતે જ પોતાનું માથું મુંડાવવું વગેરે કરાવવા માંડયું; કારણ કે લોકો પ્રાયે ગતાનુગતિક જોવામાં આવે છે.

એવી રીતે ઉત્તરોત્તર ચડતીવાળા માહાત્મ્યથી દીપતા એવા આ તીર્થમાં દેવે એક વખતે પોતાના અધિકારી મનુષ્યને સ્વપ્નમાં કહ્યું કે–" મ્હારા નામવડે જ દેવની બીજી મૂર્તિ સ્થાપો, કારણ કે ખંડિત અંગવાળી મૂર્તિ મુખ્ય સ્થાનમાં શોભતી નથી." ત્યાર પછી શ્રીપાર્શ્વનાથની નવી મૂર્તિ સ્થાપી જે આજે પણ ( ગ્રંથકારના સમયમાં–વિક્રમની ૧૬ મી સદીના પ્રારંભમાં પણ ) બન્ને લોકો( આ લોક અને પરલોક )ના ફલના અભિલાષી લોકોવડે પૂજાય છે. પ્રાચીન પ્રતિમાને

તેની જમણી બાજૂએ સ્થાપી હતી, જેને નમસ્કાર, ધ્વજ-પૂજા વગેરે પહેલાં કરવામાં આવે છે; જીર્ણ થયેલ હોવાથી આ 'દાદા-પાર્શ્વનાથ' એવા નામે હાલમાં કહેવાય છે. આની જ આગળ પ્રાયે મુંડન વગેરે કરાય છે. 'ધાંધલના સંતાનમાં આ સીહડ ૧૪ મો ગૌષ્ઠિક થયો' એવું ઐતિહ્ય સ્થવિરોએ કહ્યું છે. જીરાપલ્લીનો આ પ્રબંધ, જે પ્રમાણે સાંભળ્યો, તે પ્રમાણે મેં કર્યો છે; હૃદયમાં માધ્યસ્થ્ય રાખી બહુશ્રુતોએ તે અવધારણ [1]કરવો."

---

[ ૨ ]

વિક્રમની ૧૫મી સદીમાં વિદ્યમાન વિધિપક્ષ( અંચલ-ગચ્છ )ના નાયક મેરુતુંગસૂરિએ રચેલા 'ॐ नमो देवदेवाय' પ્રારંભવાળા જીરિકાપલ્લિ-પાર્શ્વ-સ્તવની સુબોધિકા ટીકા, વાચક પુણ્યસાગરે વિ. સં. ૧૭૨૫માં શ્રીમાલ નગરમાં રચી[2] હતી. વ્યાખ્યાનો પ્રારંભ કરતાં તેઓએ જીરાપલ્લી-તીર્થની અને સ્તવનની ઉત્પત્તિ સંબંધમાં ત્યાં જણાવ્યું છે કે-" શ્રીપાર્શ્વ-

---

૧ " जीरापल्ली—प्रबन्धोऽयं मया चक्रे यथाश्रुतम् ।
हृदि माध्यस्थ्यमास्थायावधार्यश्च बहुश्रुतैः ॥ "
—ઉપદેશસપ્તતિ( આ. સભા અધિ. ૨, ઉપ. ૬, શ્લો. ૪૦ )

૨ " तद्गुरूणां प्रसादाच्च पुण्यसागरवाचकैः ।
पार्श्वनाथस्तवस्येयं कृता टीका सुबोधिका ॥ ६ ॥
अक्षाक्ष्यश्व-क्षितिमित १७२५ वर्षे मासेऽथ भाद्रपदसंज्ञे ।
शुक्लपक्षेऽष्टम्यां श्रीश्रीमालाभिधे नगरे ॥ ७ ॥
इति श्रीजीरापल्लिपार्श्वस्तोत्रस्य टीका । "
—વડોદરા-પ્રાચ્યવિદ્યામંદિરની વિ. સં. ૧૭૭૯ માં લખાયેલ પ્રતિ.

જિનના નિર્વાણ પછી શુભ નામના પ્રથમ ગણધર વિહાર કરતા મરુદેશમાં અર્બુદાચલ( આબૂ ) તીર્થ પાસે રત્નપુર નામના નગરમાં પધાર્યા હતા. ત્યાં મિથ્યાદષ્ટિ છતાં ભદ્રક આશયવાળો, ચંદ્ર જેવા ઉજ્જવલ યશવાળો ચંદ્રયશા રાજા રાજ્ય કરતો હતો. તેણે ધર્મની પરીક્ષા માટે અનેક ધર્મ-મતવાળાઓને પૂછયું હતું, પરંતુ કયાંય પણ મનને ચમત્કાર કરે તેવો ધર્મ પ્રાપ્ત કર્યો નહિ. તે સમયે જ ગણધરદેવનું આગમન સાંભળીને તેણે વિચાર્યું કે-' આ પણ મહાત્માજી સંભળાય છે, તેમને પણ ધર્મ પૂછવો જોઇએ. ' એમ વિચારીને તે ગણધરદેવ પાસે આવ્યો, નમીને બેઠો. તેણે ધર્મ પૂછયો. ભગવંતે પણ જિનોપદિષ્ટ ધર્મનો ઉપદેશ આપ્યો. તે સાંભળીને નિધિનાં દર્શનથી જેમ દરિદ્ર હર્ષિત થાય તેમ હર્ષિત થઇને રાજાએ જિન-ધર્મ સ્વીકાર્યો. ત્યારપછી પાર્શ્વજિનના સંગત અર્થ-વાદને ગણધરદેવના મુખથી સાંભળીને તેમને વંદન ન કરી શકવાથી વિષાદ પામતા રાજાએ ગણધરના ઉપદેશથી સાક્ષાત્ શ્રીપાર્શ્વનાથજિનનાં વન્દનની ફલ-પ્રાપ્તિ માટે શ્રીપાર્શ્વ-જિનનું બિંબ કરાવ્યું, સંઘે તેને પ્રતિષ્ઠિત કર્યું. તેની આગળ અટ્ઠમ તપ( ૩ દિવસના ઉપવાસ ) કરી ગણધરદેવે આપેલ આમ્નાય પ્રમાણે ત્રૈલોકયવિજય યંત્રનો જાપ કરી તેણે સાક્ષાત્ પાર્શ્વજિનના વન્દનનું ફળ પ્રાપ્ત કર્યું હતું. ત્યારપછી રાજા લાંબા વખત સુધી ધર્મનું આરાધન કરી સમયે સમાધિ-પૂર્વક સ્વર્ગ-ગતિને પામ્યો હતો. ત્યારપછી કેટલાક કારણથી તે પ્રતિમાને ભૂમિમાં નિધિરૂપ-અદૃશ્ય-ગુપ્ત કરી હતી.

ત્યારપછી કેટલોક વખત ગયા પછી વિ. સં. ૧૧૦૯(૯૦) વર્ષે જીરિકાપલ્લિ( જીરાવલી ) ગામમાં શ્રીમદ્ અર્હચ્છાસનની

ઉપાસન વાસનાથી વાસિત અંતઃકરણવાળા, સદ્ધર્મ–કર્મના મર્મજ્ઞ, ઉજ્જ્વલ કીર્તિરૂપી ગંગાને પ્રકટ કરવામાં હિમાલય જેવા સા. ધાંધૂ નામના સુશ્રાવક, રાત્રે ધરણેન્દ્રે દર્શાવેલ સ્વપ્નના પ્રભાવથી તે પ્રતિમાને સાહોલી નદીમાં જાણીને પ્રભાતે મોટા મહોત્સવ–પૂર્વક ચતુર્વિધ સંઘ સાથે ભગવંતની પ્રતિમાને જીરાપલ્લિ( જીરાવલી ) ગામમાં લઇ ગયા અને ત્યાં પ્રાસાદ કરાવ્યો. તેમાં સ્થાપિત કરેલી પ્રતિમા પુણ્યપાત્રોદ્વારા શુદ્ધ દેહે પૂજાતાં ત્યારથી ' જીરાપલ્લિ-પાર્શ્વનાથ ' એવા નામે લોકમાં પ્રસિદ્ધ થઇ હતી.[૧] ”

વઢિઆરદેશમાં લોલપાટક( લોલાડા )નગરમાં સર્પનો ઉપસર્ગ થતાં વિધિપક્ષ ગચ્છના અધિરાજ યુગ–પ્રધાન શ્રીમેરુતુંગસૂરિએ ઇષ્ટદેવ શ્રીજીરાપલ્લિ પાર્શ્વનાથ ભગવંતનું ' ત્રૈલોક્યવિજય 'નામના મહામંત્ર–યંત્રથી ગર્ભિત સ્તોત્ર કર્યું, તેના પ્રભાવથી વિષ અમૃત થયું. ”

---

१ " श्रीपार्श्वं जीरिकापल्लि-प्रभुं नत्वा जिनेश्वरम् ।
श्रीमत्पार्श्वस्तवस्याहं कुर्वे व्याख्यां यथामति ॥ १ ॥

तत्र तावच्छ्रीजीरिकापल्लितीर्थस्य, स्तवस्य चोत्पत्तिर्लिख्यते × × ततः कुतश्चित् कारणात् सा प्रतिमा भूमौ निधीकृता । ततश्च कियति काले गते विक्रमराज्यान्नन्दाभ्र–चन्द्र–शशि–प्रमिते ११०९(९०) श्रीजीरिकापल्लिग्रामे श्रीमदर्हच्छासनोपासनवासना–वासितान्तःसद्धर्मकर्ममर्मज्ञेनावदातकीर्तित्रिपथगा–पगाप्रकटनहिमवद्धरणीधरेण सा० धांधूनाम्ना सुश्रावकेण रात्रौ धरणेन्द्र-दर्शितस्वप्नप्रभावात् साहोलीनदीमध्ये तां प्रतिमां ज्ञात्वा प्रातर्महामहःपूर्वं चतुर्विधश्रीसङ्घेन सार्धं श्रीभगवत्प्रतिमा श्रीजीरापल्लिग्रामं नीता, कारितश्च प्रासादस्तत्र संस्थाप्य पूजिता पुण्यपात्रैः शुद्धगात्रैः । ततश्च ' जीरापल्लि-पार्श्वनाथ ' इति लोके प्रसिद्धिर्जाता । "

એ સ્તોત્રની પંજિકા–વ્યાખ્યાના અંતમાં તે વ્યાખ્યાકારે જણાવ્યું છે કે–" એ મહાસ્તોત્ર કર્યા પછી કેટલેક દિવસે પરમગુરુ મેરુતુંગસૂરિએ ક્ષીણજંઘા–બળવાળા થતાં જીરાપલ્લિ-પાર્શ્વ તરફ ચાલેલા સંઘ સાથેના કોઈ સુશ્રાવકના હાથે ભગવંતના મહિમા–સ્તુતિરૂપ ૩ શ્લોકો પત્રિકામાં લખીને મોકલ્યા હતા, અને શ્રાવકને કહ્યું હતું કે–' ભગવંતની આગળ આ અમ્હારી પ્રણુતિરૂપ પત્રિકા મૂકવી. ' ત્યાર પછી સંઘ સાથે શ્રાવક ત્યાં ગયો હતો અને તેણે ભગવંતની આગળ પત્રિકા મૂકી હતી. તેથી ભગવંતના અધિષ્ઠાયક દેવે શ્રીસંઘમાં વિઘ્નોની ઉપશાંતિ કરવા માટે ૭ ગુટિકાઓ આપી હતી, અને કહ્યું હતું કે–' તે ગુટિકાઓ ગુરુને આપવી ' તેણે પણ લાવીને તે ગુરુને સમર્પણ કરી હતી. તેના પ્રભાવથી સંઘમાં વિશેષ પ્રકારે ઋદ્ધિ–વૃદ્ધિ થઈ હતી. તેથી તે ૩ શ્લોકોનું પણ ૭ સ્મરણો( અંચલગચ્છમાં પઠન–પાઠન કરાતાં )માંના આ મહા-સ્તોત્રના અંતમાં પઠન કરવામાં આવે છે.[1] "

---

१. " अथ च युगप्रधानश्रीविधिपक्षगच्छाधिराजश्रीमेरुतुङ्गसूरिभिः श्रीवढिआरदेशे लोलपाटकनगरे सर्पोपसर्गे जाते इष्टदेवस्य श्रीजीरापल्लिपार्श्वनाथस्य भगवतस्त्रैलोक्यविजयनाममहामन्त्र–यन्त्रगर्भं स्तोत्रं कृतं तत्प्रभावाद् विषममृतं जातम् ।

इति श्रीजीरिकापल्लिप्रभोर्मूलस्तोत्रस्य पञ्जिका । "

अथ चैतन्महास्तोत्रकरणानन्तरं कतिचिद् दिनैः परमगुरुभिः श्रीमन्मेरुतुङ्ग-सूरिभिरेव क्षीणजङ्घाबलैः श्रीजीरापल्लिपार्श्वं प्रति चलितसङ्घेन सार्धं कस्यचित् सुश्रावकस्य हस्तेन भगवत्स्तुतिमयं समहिमं श्लोकत्रयं पत्रिकायां लिखित्वा प्रेषितं कथितं च श्राद्धस्य यद् भगवतोऽग्रे इयमस्मत्प्रणतिरूपा पत्रिका मोच्येति । ततो गतस्तत्र सङ्घेन सार्धं श्राद्धो मुक्ता च भगवतोऽग्रे पत्रिका ।

*[ ૩ ]

" તેહવઇં શ્રીમરુદેશીં જીરાઉલી-તીર્થની ઉત્પત્તી હુઇ. આબૂની પાસિ જીરાઉલી-ગામઈં ધોસિરગોત્રિ શ્રે. શ્રીધાંધલ રહૈ છઇં. તેહની ગો સેહલી-નદીનઇં કાંઠઇં ઓરડીની જાલ-માંહી સીમાડે જાઇં છે. તિહાં દૂધ ઝરઇં. સંધ્યા-સમયઇં તે ગો વણિક-ઘરે દૂધ ન દીઇં, તિવારઈં તે ધાંધલ ગૃહસ્થ જાણુઇં જે કોઇ સીમઇં દોહીને દૂધ લીઇ છે. તેહની ભ્રાંતી તેણુ સંઘાતે પુત્રને મોકલ્યો. જિહાં ગો ચરઇ તિહાં પૃથ્વીનઇં ઠિકાંણિ દૂધ ઝરી ગઇ. તે દેખી પુત્ર ઘરે આવી દૂધ-ઝરણુ વાત

---

ततश्च भगवदधिष्ठायकदेवेन श्रीसङ्घे प्रत्यूहोपशान्तिविधानार्थं गुटिकासप्तकं दत्तं कथितं च गुरवे देयं तेनाप्यानीय गुरवे समर्पिताः सप्त गुटिकाः । तत्प्रभावात् सङ्घे विशेषतः ऋद्धि-वृद्धी जाते इति तत् श्लोकत्रयं च सप्त-स्मरणमहास्तोत्रेष्वसौवन्महास्तोत्रस्य प्रान्ते पठ्यते—

" जीरापल्लिप्रभुं पार्श्वं पार्श्वयक्षेण सेवितम् ।
अर्चितं धरणेन्द्रेण पद्मावत्या प्रपूजितम् ॥ १ ॥

सर्वमन्त्रमयं सर्वकार्यसिद्धिकरं परम् ।
ध्यायामि हृदयाम्भोजे भूत-प्रेतप्रणाशकम् ॥ २ ॥ (युग्मम्)

श्रीमेरुतुङ्गसूरीन्द्रः श्रीमत्पार्श्वप्रभोः पुरः ।
ध्यानस्थितं हृदि ध्यायन् सर्वसिद्धिं लभे ध्रुवम् ॥ ३ ॥ "

* વિ. સં ૧૮૦૬ વર્ષ પર્યન્તના વર્ણનવાળી સુવિહિત તપા-ગચ્છ-પટ્ટધરનામ્ની વીર-વંશાવલી, જે જૈનસાહિત્ય-સંશોધક( ખંડ ૧, અં. ૩ જા ના પરિશિષ્ટ )માં સં. ૧૯૬૨ની હ. લિ. નકલ પરથી શ્રીયુત જિનવિજયજી દ્વારા સંપાદિત થઇ છે. તેમાં વિ. સં. ૧૧૯૧ સાથે અજિતદેવસૂરિના સમયની આ ઘટના પૃ. ૩૧માં જણાવી છે:(૪૪०)

પિતા પ્રતિ કહી. તિણઇં ધાંધલઇં આશ્ચર્ય જાણી તે દૂધ-ઝરણ-ભૂમિકા ખણી. એતલઇં ઘણા કાલની શ્રીપાસ-મૂર્તિ પ્રગટ હૂઇ. એતલઇં અધિષ્ઠાયકે સ્વપ્ન દીધો-તે મુઝનેં જીરાઉલ્લી નગરઇં થાપ્યો. તિવારઈં ધાંધલઇં પ્રાસાદ નીપજાવી મહોત્સવે વિ. સં. ૧૧૯૧ વર્ષિં શ્રીપાર્શ્વને પ્રાસાદે થાપ્યા. શ્રીઅજિતદેવસૂરીઇં પ્રતિષ્ઠયા. ઘણા દિન તાઈં શ્રીપાર્શ્વનાથની ભક્તિ સાચવતો શ્રે. ધાંધલ સદ્‌ગતીનો ભજનાર હુઓ. તે શ્રીપાર્શ્વ-પરમેશ્વર જે જીરાપલ્લીનગરઇં રહ્યા. સકલ ભકિત લોકની વાંછા-પૂરક મારિ-ઉપદ્રવ-નિવારક સપ્રભાવ તીર્થ હુઓ. યતઃ—

" प्रबलेऽपि कलिकाले स्मृतमपि यन्नाम हरति दुरितानि ।
कामितफलानि कुरुते स जयति जीराउलीपार्श्वः ॥ "

ઇણિપરિ શ્રીજીરાઉલ્લીપાર્શ્વ-ઉત્પત્તિઃ ।

પુનઃ વિ. સં. ૧૧૯૧ વર્ષિં દીલ્લીનગરે વિલ્હાતી પઠાંણ આવ્યા, ચહૂઆણનઇ કાઢ્યા;મ્લેચ્છાણ હૂઓ. "

---

## જીરાપલ્લી-ગચ્છના ઉલ્લેખો.

જીરાપલ્લી( જીરાવલા ) સ્થાનના નામથી અંકિત થયેલો એક ગચ્છ પણ પ્રસિદ્ધિમાં આવ્યો છે. આ ગચ્છના આચાર્યોએ વિક્રમની ૧૫ મી સદીમાં તથા તે પછી પ્રતિષ્ઠિત કરેલી જૈન પ્રતિમાઓ જાણવામાં આવી છે—

સં. ૧૪૦(૮)૬ માં જીરાપલ્લીય રામચંદ્રસૂરિએ પ્રતિષ્ઠિત કરેલ આદિનાથ-બિંબ ઉદયપુર( મેવાડ )માં છે. સદ્‌ગત બાબૂ પૂરણચંદજી નાહરના પ્ર. જૈનલેખસંગ્રહ( ખં. ૨, લે. ૧૦૪૯)માં જણાવેલ છે.

વિ. સં. ૧૪૪૦ વર્ષે પોષ શુ. ૧૧ બુધે, ઉપકેશજ્ઞાતિના શ્રાવકે કરાવેલ, જીરાપલ્લી શાલિભદ્રસૂરિએ પ્રતિષ્ઠિત કરેલ શાંતિનાથબિંબ, વડોદરામાં દેહરાપોળમાં ગોડીજી પાર્શ્વનાથ-જિનાલયમાં છે ( બુદ્ધિ. જૈનપ્રતિમાલેખસંગ્રહ ભા. ૨, લે. ૨૧૪).

વિ. સં. ૧૪૪૯ માં વૈ. શુ. ૬ શુક્રે, પ્રાગ્વાટજ્ઞાતિના વ્ય. ચાહડ, ભાર્યા ચાંપલદેના પુત્ર જેસલે પોતાની માતા-નિમિત્ત કરાવેલ પદ્મપ્રભજિન-બિંબની પ્રતિષ્ઠા જીરાપલ્લીગચ્છના શાલિભદ્રસૂરિએ કરી હતી[અર્બુદ-પ્રાચીનજૈનલેખસંદોહ લે. ૬૦૩].

વિ. સં. ૧૪૬૮ વર્ષે વૈ. વ. ૩ શુક્રવારે, ઉપકેશજ્ઞાતિના ઠ. રામની ભાર્યા દેઇના પુત્ર માધવે પોતાની માતાના શ્રેય માટે કરાવેલ શ્રીશ્રેયાંસનાથ-પંચતીર્થી પ્રતિમા જીરાપલ્લીય ગચ્છમાં શાલિભદ્રસૂરિના પટ્ટ પર થયેલા વીરભદ્રસૂરિએ પ્રતિષ્ઠિત કરી હતી, જે ખંભાતમાં ભોંયરાપાડામાં નવખંડાપાર્શ્વ-જિનાલયમાં છે( બુદ્ધિ. જૈનપ્રતિમા-લેખસંગ્રહ ભા. ૨, લે. ૮૭૪ ).

વિ. સં. ૧૪૭૭માં વૈ. ઉપકેશજ્ઞાતિના દો. પાંચાએ સાચા-નિમિત્તે કરાવેલ મહાવીરજિન-બિંબ જીરાપલ્લીયગચ્છના ભ. શાલિભદ્રસૂરિએ પ્રતિષ્ઠિત કર્યું હતું, તે માતરમાં સુમતિનાથના બાવનજિનાલયમાં છે( બુદ્ધિ. જૈનપ્રતિમાલેખસંગ્રહ ભા. ૨, લે. ૪૬૧ )

વિ. સં. ૧૪૮૩ વર્ષે વૈ. શુ. ૫ ગુરુવારે, ઓસવાલજ્ઞાતિના સૂદાએ માત-પિતાના શ્રેય માટે કરાવેલ ચંદ્રપ્રભબિંબની પ્રતિષ્ઠા જીરાપલ્લીગચ્છના ભ. શાલિભદ્રસૂરિના પટ્ટ પર થયેલા ઉદયરત્ન-

સૂરિએ કરી હતી, તે પ્રતિમા વડોદરામાં દાદાપાર્શ્વનાથજીના દેહરામાં છે( બુદ્ધિ. જૈનપ્રતિમાલેખસંગ્રહ ભા. ૨, લે. ૧૩૦ )

વિ. સં. ૧૫૦૩માં ઉપર્યુક્ત શાલિભદ્રસૂરિના પટ્ટ પર થયેલા ઉદયચંદ્રસૂરિએ પ્રતિષ્ઠિત કરેલ પાર્શ્વનાથ-બિંબ ( ધાતુ-મૂર્તિ ) મ્યૂનિક( જર્મની )ના જાદુઘરમાં જણાય છે[ પૂ. નાહર-જૈનલેખસંગ્રહ ખં. ૧, લે. ૩૯૬ ].

વિ. સં. ૧૫૨૭ માં ઉપકેશજ્ઞાતિના શ્રાવકોએ આત્મશ્રેય માટે કરાવેલ અને જીરાપલ્લીયગચ્છના ભ. શાલિભદ્રસૂરિના પટ્ટધર ભ. ઉદયચંદ્રસૂરિએ પ્રતિષ્ઠિત કરેલ શાંતિનાથ-બિંબ લખનૌમાં શાંતિનાથ-જિનમંદિરમાં છે ( પૂ. નાહર-જૈનલેખ-સંગ્રહ ખં. ૨, લે. ૧૫૦૬ ).

વિક્રમની ૧૬મી સદીમાં વિદ્યમાન બ્રહ્મર્ષિએ રચેલી સુધર્મ-ગચ્છ-પરીક્ષા( ચોપાઇ ગા. ૧૦૬ )માં ૮૪ ગચ્છોનાં સ્થાનનાં નામો દર્શાવતાં ' હારેજા, જીરાઉલા નામ ' સૂચવ્યું છે.

જીરાઉલગચ્છના ભ. દેવરત્નસૂરિના પરિવારના મુનિ સોમ-કલશે લખેલ રાજવલ્લભની ચિત્રસેન-પદ્માવતી કથા( વિ. સં. ૧૫૨૪ )ની પ્રતિ પાટણમાં જૈનસંઘના ભંડાર( ડા. ૭૬ )માં છે.

વિ. સં. ૧૬૦૨ માં જાઉરનગરમાં જીરાઉલગચ્છમાં લખા-યેલ શ્રાદ્ધપ્રતિક્રમણસૂત્રવૃત્તિ( અર્થદીપિકા )ની પ્રતિ જૈના-નંદ-પુસ્તકાલય, સૂરતમાં છે.

---

## વિક્રમની ૧૪ મી સદીમાં.

**સં. પેથડ, ઝાંઝણ સંઘ-યાત્રા**

**માંડવગઢ(માળવા)**ના સુપ્રસિદ્ધ મંત્રીશ્વર **પેથડશાહે** વિ. સં.૧૩૨૦ લગભગમાં ૮૪ જિન-પ્રાસાદો કરાવ્યા હતા,[1] તેમાં જીરાપુરમાં આદિજિન મૂળનાયકવાળું જિનમંદિર કરાવ્યું હતું. તે જીરાપુર અને પ્રસ્તુત જીરાપલ્લી એક હશે કે કેમ? એ વિચારણીય છે, તેમ છતાં સ્વર્ણ-સિદ્ધિની શોધમાં જતાં તેણે ત્યાં યાત્રા કરી હતી. તથા તેના સુપુત્ર ઝાંઝણશાહે વિ. સં. ૧૩૪૦ માં માઘ શુ. ૫ તીર્થ-યાત્રાનો સંઘ કહાડયો હતો. તે સંઘ **નાગહ્રદ(નાગદા)**માં **નવખંડા[ પાર્શ્વ ]** જિનને નમ્યા પછી **જીરાપલ્લી( જીરાઉલી )**માં ગયો હતો; જ્યાં ચોતરફથી પ્રભાવથી આકર્ષાયેલા સંઘો આવતા હતા. ત્યાં સંઘવીએ આડંબરથી સ્નાત્ર-પૂજા, કરોડો પુષ્પોથી પુષ્પ-પૂજા અને ૬ મણ કપૂર વગેરેથી ધૂપ-પૂજા કરી હતી. તથા એક લાખ દ્રમ્મો ( રૂપીઆ )ના વ્યયથી તૈયાર કરાવેલ મોતીથી ભરેલો અને સોનાના તંતુઓ( ઝીકઝાક )વાળો રેશમી વસ્ત્રનો ચંદરવો ચૈત્યના મંડપમાં બાંધ્યો હતો. ત્યાર પછી સંઘ આબૂ ગયો હતો–એમ વિક્રમની ૧૬ મી સદીના પ્રારંભમાં વિદ્યમાન પં. રત્નમંડનગણિએ રચેલા **સુકૃતસાગર**( તરંગ ૩, ૮ )માં જણાવ્યું છે.

---

૧. વિશેષ માટે જુઓ ' જિનપ્રભસૂરિ અને સુલતાન મહમ્મદ ' [ પૃ. ૮૨-૮૪ ]

૨ " × × તજ્જીરાપલ્લિપુર્યાં શ્રીપાર્શ્વમસ્મિ નમશ્ચિકીः ॥
प्राप्य राज्ञस्ततोऽनुज्ञां प्रस्थितः सपरिच्छदः ।
**जीरापल्ल्यां जिनं नत्वाऽऽरुरोहार्बुदभूधरम् ॥ "**

## યાત્રા-સ્તોત્રો.

વિક્રમની ૧૪ મી સદીના ઉત્તરાર્ધમાં વિદ્યમાન, સુલતાન મહમ્મદ તઘલક પર પ્રભાવ પાડનારા જિનપ્રભસૂરિએ '**जीरिकापुरपतिं सदैवतं**' પ્રારંભવાળું ૧૫ પદ્યમય જીરાપલ્લી-પાર્શ્વ-સ્તવન રચ્યું હતું-તેનો ઉલ્લેખ અમે 'જિનપ્રભસૂરિ અને સુલતાન મહમ્મદ' પુસ્તક( પૃ. ૧૩ )માં કર્યો છે.

વિ. સં. ૧૩૮૭ માં **સપ્તતિશતસ્થાન** વગેરે ગ્રંથો રચનાર તપાગચ્છ-નાયક **સોમતિલકસૂરિએ** શત્રુંજય મહાતીર્થમાં વંદન કરેલ જિન-બિંબોની સંખ્યા સૂચવી છે, તેમાં **ચિલ્લ**-તલાવડી સમીપે **અલક્ષ**-દેવકુલિકામાં **અજિતનાથ**-ભવનમાં અને **જીરાપલ્લી-પાર્શ્વ**-ભવનમાં ૧૪ જિનોને વંદન કર્યું હતું-

---

" वर्षे ख-वेद-देवेन्दु **१३४०** मिते माघस्य पञ्चमी ।
या सिताऽऽसीत् तत्र **मन्त्री** निमित्तैः प्रास्थितोत्तमैः ॥
ततो **नागह्रदे** नत्वा **नवखण्ड जिनाधिपम्** ।
**जीरापल्ल्यां** ययौ सङ्घो गृहीताभिग्रहव्रजः ॥
ननाम कामनाकोटिपूरकं दुःखदूरकम् ।
महिमासुन्दरं स **श्रीपार्श्वं** भोगपुरन्दरम् ॥
प्रभावसौरभाकृष्टाः स्तुतिझंकारिणोऽभितः ।
यस्यायान्त्यनघाः सङ्घा भृङ्गौघाः स्वस्तरोरिव ॥
तस्य स्नात्रं श्रियः पात्रं पूजां **कोटिप्रसूनजाम्** ।
धूपं **षण्मणकर्पूररूपं** निर्माय धीसखः ॥
आमुक्त**मौक्तिकं हेमतन्तु**गर्भदुकूलकम् ।
**वितानं** मण्डपेऽबध्नाद् **द्रम्मलक्षेण** कारितम् ॥ "

સુકૃતસાગર (તરંગ ૩, શ્લો. ૧૩૯, ૧૪૧; ત. ૮, શ્લો. ૭, ૪૪ થી ૪૮.)

તેમ વિ. સં. ૧૫૨૧ માં પં. શુભશીલગણિએ રચેલા પંચશતી-પ્રબંધ કથાકોશના અંતિમ ઉલ્લેખથી જણાય છે.[1]

## વિક્રમની ૧૫ મી સદીમાં.

જયસિંહસૂરિ, જીરાઉલી-મંડન પાર્શ્વનાથ-સ્તોત્રમાં—

" प्रणमदमरमौलिस्मेरकोटीरकोटी-
प्रसृमरकिरणौघोन्निद्रपादारविन्दम् ।
विधुरविविधबाधाम्भोधितीराभं
जीरावलिनिलयमहं तं स्तौमि वामातनूजम् ॥ १ ॥

चकास्ति कुशलावलीलनवेश्म जीरावली-
महीवलयमण्डनस्त्रिजगतीविपत्खण्डनः ।
य एष भुवनप्रभुः स जयसिंहसूरिस्तुतो
ददातु परमं पदं सपदि पार्श्वनाथो जिनः ॥ १६ ॥"

[ જૈનસ્તોત્રસંગ્રહ, વડોદરા-પ્રાચ્યવિદ્યામંદિરમાં હ. લિ. ફોટો ]

અંચલગચ્છ( વિધિપક્ષ )ના નાયક મહેન્દ્રસૂરિ—

"प्रभुं जीरिकापल्लि-वल्ली-वसन्तं लसद्देहभासेन्द्रनीलं हसन्तम् ।
मनःकल्पितानल्पदानैकदक्षं जिनं पार्श्वमीडे कलौ कल्पवृक्षम् ॥१॥

एवं देवाधिदेवं प्रतिदिनमपि यो जीरिकापल्लिराजं
पार्श्वं स्तौति त्रिसन्ध्यं त्रिदशविटपिनं भक्तिभाजामवन्ध्यम् ।

---

१. " चित्रतलावल्लीसमीपे अलक्षदेवकुलिकायाम् अजितनाथभवने, जीरापल्लीपार्श्व-भवने च १४ जिनान् वन्दते स्म । "

—કથાકોશ( છાણી—જૈનજ્ઞાનમંદિર હ. લિ. પ્રતિ, પત્ર ૧૭૧. )

विश्वा विश्वाद्भुतास्ता नवनिधिरुचिरा ऋद्धयः सिद्धयो वा
तस्योत्सर्पन्ति पुंसः सपदि जगति यः श्रीमहेन्द्रस्तवार्हः ४५ "

અંચલગચ્છ( વિધિપક્ષ )ના નાયક મેરુતુંગસૂરિ( સૂરિપદ સંવત્ ૧૪૨૬,ગચ્છનાયકપદ સં. ૧૪૪૫,સ્વર્ગવાસ સંવત્ ૧૪૭૧)–

" ॐ नमो देवदेवाय ×××
इति श्रीजीरिकापल्ली–स्वामी पार्श्वजिनः स्तुतः ।
श्रीमेरुतुङ्गसूरेः स्तात् सर्वसिद्धिप्रदायकः ॥ ११ ॥ "

કવિરાજ *જયશેખરસૂરિ, જીરાપલ્લીયપાર્શ્વનાથ–વીનતી–

" જગન્નાથુ જીરાઉલઉ હું જુહારઉં,
પ્રભુ પાસુ પૂજી સવે કાજ સારઉં;
જુ ચારૂપિ પંચાસરઇ આસ પૂરઇ,
સવે રોગ સંખીસરે સામિ ચૂરઇ. ૧

થિરુ થાંભણુઈ અંતરીખે અવંતી,
મહાસિદ્ધિ સેરીસએ સંભવંતી;
પ્રભા દીવિ અજ્જાહરે કઉણુ ગંઠઇ ?,
નવખંડ નવપલ્લવ સઉંદ્ર–કંઠઇ. ૨

જિ કે દેવ જીરાઉલા–નામિ લાગઈં,
જઈ બીજાં તણુઇ તે ન માગઈં;
સવે દોહિલ્યાં તીહ તઉ દૂરિ નાસઈં,
વસઈં સંપદ પસિઉં પાય પાસઈં. ૬

*આ કવિનો પરિચય અમ્હે ત્રિભુવન–દીપક પ્રબંધની પ્રસ્તાવનામાં કરાવ્યો છે.

ઘણુઉ ભાઉ જીરાઉલિઇં જાઇવાનઉ,
જિહાં થાહરિઉ તાહરઉ દેવ! થાનઉ;
કરી એ ગલી વેગલા પાપ-પાસ,
ઇસી માહરી પૂરિ તૂં આસ પાસ!. ૭ ”

**ખંભાતના મોઢ રામ અને પર્વત**

મોઢ જ્ઞાતિમાં થયેલા ઠક્કુર રત્નસિંહ શ્રાવકનો પુત્ર સાલ્હાક જૈનધર્મી શ્રાવકોમાં મુખ્ય હતો, જેની પત્નીનું નામ બુટી હતું. તેમને ૧ મેઘ, ૨ વા( ? )ઘ, ૩ રામ અને ૪ પર્વત નામના ધર્મિષ્ઠ ૪ પુત્રો હતા. મેઘાને નર્મદ અને રામને વત્સરાજ નામનો પુત્ર હતો.

તેમાંના રામ અને પર્વતે સ્તંભતીર્થ( ખંભાત ) નગરમાં નિવાસ કરતાં પોતાના સદ્ગુણોવડે સત્કીર્તિ મેળવી હતી. જિનદેવ અને ગુરુની ભક્તિ કરતાં શ્રેષ્ઠ ઉત્સવો વડે જૈનપ્રવચનની પ્રભાવના કરી હતી. વિ. સં. ૧૪૬૮ થી શરૂ થયેલો ૩ વર્ષનો પ્રલયકાલ જેવો મહાભયંકર દુર્ભિક્ષ-દુષ્કાળ લાખો લોકોનો ક્ષય કરવા તત્પર થયો, ત્યારે આ બે સદ્ગૃહસ્થોએ દયા અને શુભ ભાવનાથી પોતાના વિશિષ્ટ વૈભવથી ઉત્કૃષ્ટ, મધ્યમ અને અધમ એમ ત્રણ પ્રકારનાં ૩ સત્રાગારો ( ભોજન-દાનશાલા ) પ્રતિદિન પ્રવર્તાવ્યાં હતાં.

તેમણે શત્રુંજય, ગિરનાર, આબૂ અને જીરાપલ્લિપાર્શ્વ વગેરે અનેક તીર્થોમાં પોતાનું ઘણું ધન વાવીને અને બીજાં શ્રેષ્ઠ સુકૃતોવડે પોતાના આત્માને પવિત્ર કર્યો હતો.

એમાંનો પર્વત, જે એક ગૃહસ્થ છતાં શ્રમણ યોગી જેવો ધર્મક્રિયા-કાર્યોમાં જ તત્પર રહેતો હતો; તેણે તપાગણ-નાયક

**સોમસુંદરસૂરિના** સદુપદેશથી વિ. સં. ૧૪૭૨ માં **સ્તંભપુર** (ખંભાત)માં ૧૧ અંગો (જૈનસિદ્ધાન્ત-પુસ્તકો) લખાવ્યાં હતાં. જેમાંની **જ્ઞાતાસૂત્ર** વગેરે પોથીઓ પાટણમાં મો. મોદીના જૈનભંડારમાં વિદ્યમાન છે, તેની અંતિમ ૨૨ શ્લોકોવાળી વિસ્તૃત પ્રશસ્તિદ્વારા આ વૃત્તાન્ત જાણવામાં આવે છે.[1]

વિ. સં. ૧૪૭૮ માં **પૃથ્વીચંદ્રચરિત્ર** (વાગ્વિલાસ) વગેરે રચના કરનાર કવિ **માણિક્યસુંદરસૂરિ**, **નેમીશ્વરચરિત્ર** ફાગ-બંધના પ્રારંભમાં—

---

[1] " × × अथ च **रामाह्वः पर्वतश्च** प्रथितगुणगणौ तेषु वासं सृजन्तौ
प्रौढश्री**स्तम्भ**तीर्थाह्वयवरनगरे प्रोल्लसत्कीर्तिभाजौ ।
दू -भरश्रेणीषु मुख्यौ **जिन**-गुरुचरणाम्भोजभृङ्गायमानौ
मानातीतोत्सवौघैः प्रवचनमभितो भासयन्तावभूताम् ॥ ७ ॥
**अष्टाषष्ट्या**दिवर्षत्रितयमनु महाभीषणे संप्रवृत्ते
दुर्भिक्षे लोकलक्षक्षयकृति नितरां कल्पकालोपमाने ।
**सत्रागारत्रयं** यौ प्रतिदिनमधमोत्कृष्ट-मध्यप्रभेदात्
मोदात् प्रावर्तयेतां निजविभवभरैः सदया-वासनाभ्याम् ॥ ८ ॥
श्रीम**च्छत्रुञ्ज**याद्रौ प्रवरतरगिरौ **रैवते चार्बुदे** च
श्री**जीरापल्लिपार्श्व**प्रभृतिषु निखिलेष्वन्यतीर्थेषु भावात् ।
वापं वापं प्रकामं प्रचुरतरधनं स्वीयमात्मीय आत्मा
चक्रे याभ्यां पवित्रः प्रविततसुकृतैश्चापरैरप्युदारैः ॥ ९ ॥
तत्राप्यभूत् **पर्वत**नामधेयः समस्तलोकोत्तमभागधेयः । × × १०
श्रीम**त्तपा**गण-नभोऽङ्गण-भानुकल्पश्री**सोमसुन्दर**गुरुप्रवरोपदेशम् ।
पीयूषयूषकमनीयसुधामयूखप्रख्यं निनाय विषयं निजकर्णयोः ॥ १६ ॥
× × **एकादशाङ्गानि** ततः शुभाय प्रालीलिखत् **स्तम्भपुरे** प्रधाने ।
वर्षेऽश्विनीपुत्र-महर्षि-विद्यासङ्ख्ये स्वलक्ष्म्या श्रुतभक्तितोऽयम् ॥२१॥"

"નમઉં નિરંજન વિમલ સભાવિહિં, ભાવિહિં મહિમ–નિવાસ રે;
દેવ જીરાપલ્લિ–વલ્લિય–નવઘન, વિઘન હરઇ પ્રભુ પાસ રે. ૪
—આત્માનંદ જન્મશતાબ્દી–સ્મારકગ્રંથ
(સાક્ષર મો. દ. દેશાઇ–સંપાદિત પૃ. ૪૯).

[1]વિ. સં. ૧૪૮૫ માં પીપલગચ્છના હીરાણંદસૂરિ, વિદ્યા-વિલાસ–ચરિત્ર–પવાડો(પાટણ જૈનભં. કૅા. વૉ. ૨)ના પ્રારંભમાં—

" પહિલઉં પણમિય પઢમજિણેસર સિત્તુંજય–અવતાર,
હથિણાઉરિ શ્રીશાંતિજિણેસર ઉજલિ(જંતિ) નેમિકુમાર;
જીરાઉલિપુરિ પાસજિણેસર સાચઉરિં વર્ધમાન,
કાસમીરપુરિ સરસતી સામિણિ! દિઉ મઝ નિતુ વરદાન. ૧"

વિક્રમની ૧૫મી સદીના ઉત્તરાર્ધને વિભૂષિત કરનાર તપાગચ્છ–નાયક સુપ્રસિદ્ધ મુનિસુંદરસૂરિએ રચેલા 'જયશ્રી'થી અંકિત જિનસ્તોત્ર–રત્નકોશ(પ્ર. ૭)માં જીરાપલ્લી–પાર્શ્વના સં. સ્તોત્રના પ્રારંભમાં—

" जयश्रियं सर्वरिपून् जिगीषतां
स्तुता यदाख्याऽपि तनोति मन्त्रवत् ।
स्तवीमि तं पार्श्वजिनं शिवश्रिये
श्रीजीरिकापल्लि–वतंसमिष्टदम् ॥ १ ॥"

તથા અંતમાં ઉલ્લેખો છે કે—

" स्तुतिस्रजं ते सुमनोमतामिमां
दधाति यः स्वे गुण–गुम्फितां हृदि ।

1 "સંવત ચઉદ પંચ્યાસીઇ એ વિરચિઉ ચરી રસાલૂ એ"

स जीरिकापल्ली–विभो ! विमुच्यते
कुकर्मभिः पार्श्व ! सुखैकभाजनम् ॥ ३१ ॥

जीरापल्लि–विभूषणं जिनमिति श्रीपार्श्वनाथं मुदा
शक्रालीमुनिसुन्दर–स्तवगणैर्नूतक्रमं यः स्तुते ।
सर्वाभीष्टसुखोच्चयैरविरतं स्फूर्जत्प्रमोदाढ्यो
मोहद्वेषिजयश्रिया स लभते श्रेयोऽचिराच्छाश्वतम् ॥ ३३ ॥ "

—જૈનસ્તોત્રસંગ્રહ ( ભા. ૨, ય. વિ. ગ્રં. )

વિક્રમની ૧૫મી સદીના અંતમાં તપાગચ્છના કવિ ભુવનસુંદરસૂરિના સં. સ્તોત્રોમાં—

( १ )

×× जीराउलीनगर–मण्डनतारहारं
तं संस्तुवे त्रिजगदभ्युदयावतारम् ॥ १ ॥

( २ )

×× स्तुवे जीरापल्लि–युवति–गुरुमल्लीयमुकुटं × १
×× श्रीजीराउलिनामधेयनगरी–शृङ्गारहार ! प्रभो !
भूयास्त्वं भुवनस्य वाञ्छितविधौ चिन्तामणिः सर्वदा ॥

( ३ )

××जीराउलीमण्डनपार्श्वनाथं स्तोष्ये प्रभुं तं किमपि स्वभक्त्या १
श्रीजीरापल्लिदेव ! ××× ३४

## જીરાપલ્લી-તીર્થમાં મંડપ વિગેરે.

**સંઘવી આલ્હા, પાહૂ**

વિક્રમની ૧૫મી સદીના ઉત્તરાર્ધમાં, **માંડવગઢ(માળવા)**ના પાતશાહ **આલમશાહ**ના રાજ્યમાં સોનગિરા **શ્રી**માલ વંશમાં થઇ ગયેલા રાજ-માન્ય અધિકારીઓમાં **ઝંઝણુશાહ**ના ૬ સુપુત્રો—૧ **ચાહડ**, ૨ **બાહડ**, ૩ **દેહડ**, ૪ **પદ્મસિંહ**, ૫ **અલ્હરાજ** અને ૬ **પાહૂ** મુખ્ય હતા.

એમાંના સંઘવી **ચાહડે** **જીરાપલ્લી** અને **અર્બુદગિરિ** તીર્થની **યાત્રા** કરતાં ત્યાં ઘણો દ્રવ્ય-વ્યય કર્યો હતો, ઉત્તમ રીતે સંઘનું પાલન કરતાં વંશને ઉન્નત કર્યો હતો. તથા પાંચમા શ્રીમાન્ **આલ્હા** સંઘપાલે **મંગલનગર** સુતીર્થમાં યાત્રા કરી હતી. મનુષ્યોને નિરંતર દાન આપતાં તે પૃથ્વીમાં પ્રખ્યાત થયો હતો, તેણે **જીરાપલ્લી** મહાતીર્થમાં ઉંચા તોરણવાળો, મોટા થાંભલાવાળો ચંદરવાના વસ્ત્રોથી વિભૂષિત **મંડપ** કરાવ્યો હતો. ૬ ઠ્ઠા દાની સંઘવી **પાહૂએ** જિનભદ્ર વગેરે ગુરુઓની સાથે **જીરાપલ્લી**, **અર્બુદ** નામનાં તીર્થમાં **યાત્રા** કરી હતી.[1]

કાવ્યમંડન, **અલંકારમંડન**, **ચંપૂમંડન**, **સંગીતમંડન**, **મંડનકાદંબરીદર્પણ**, **શૃંગારમંડન**, **સારસ્વતમંડન**, ઉપસર્ગ-મંડન, **ચંદ્રવિજય પ્રબંધ** વગેરે રચનાર કવિ અને રાજ-માન્ય મંત્રી જિનભક્ત સંઘપતિ **મંડન**, પૂર્વોક્ત **બાહડનો** પુત્ર હતો; જેના પરિચય સંબંધમાં **મહેશ્વર** કવિએ ૭ સર્ગો-વાળું **કાવ્યમનોહર** કાવ્ય રચ્યું હતું. વિ. સં. ૧૫૦૪ માં

---

१ " **जीरापल्ल्यभिधानके** पुरवरे श्री**चाहडः** सङ्घपो
यात्रां संविदधे तथाऽर्बुदगिरौ तीर्थे **व्ययं** तादृशम् ।

લખાયેલી કવિ મંડનની કૃતિયો પાટણના જૈનગ્રંથ-ભંડારમાં જોઇ શકાય છે.

તથા સંઘપાલ દેહડના સુપુત્ર સં. ધનરાજે વિ. સં. ૧૪૯૦માં મંડપદુર્ગ( માંડવગઢ )માં રચેલ શૃંગાર, નીતિ, વૈરાગ્ય-ધનદ શતકત્રય પ્રસિદ્ધ થઇ ગયેલ છે.

## જીરાવલા-પાર્શ્વનાથ-ચૈત્યમાં દેવકુલિકાઓ.

વિ. સં. ૧૪૮૩ વર્ષમાં પ્રથમ વૈશાખ શુ. ૧૩ ગુરુવારે અંચલગચ્છના મેરુતુંગસૂરિના પટ્ટધર જયકીર્તિસૂરિ સુગુરુના ઉપદેશથી પત્તન( પાટણ )નિવાસી ઓસવાલજ્ઞાતિના મીઠડીયા કુટુંબે જીરાઉલા-પાર્શ્વનાથના ચૈત્યમાં ૩ દેવકુલિકાઓ કરાવી હતી [ પૂ. નાહર-જૈનલેખસંગ્રહ ખં. ૧, લે. ૯૭૩ ].

વિ. સં. ૧૪૮૩ વર્ષે ભાદ્રવા વદિ ૭ ગુરુવારે તપાગચ્છના ભુવનસુંદરસૂરિના ઉપદેશથી કુલવર્ગાનગરના ઓસવાલ જ્ઞાતિના

---

सर्वत्रागतसङ्घपालनपरो वंशे प्रयातोन्नति-
वित्तैर्वाजिभिरंशुकैर्बहुविधैः संपूरयन् तं पृथक् ॥ ”
श्रीमङ्गलाख्ये नगरे सुयात्रां सुतीर्थ आल्हाभिधसङ्घपालः ।
दानं ददानः सततं जनेभ्यो वित्तौघपूर्णः प्रथितः पृथिव्याम् ॥
जीरापल्लीमहातीर्थे मण्डपं तु चकार सः ।
उत्तोरणं महास्तम्भं वितानांशुकभूषितम् ॥
श्रीपाहूसङ्घाधिपतिश्चकार यात्रां स्वकीयैर्गुरुभिः समं सः ।
दानाय तुष्टो जिनभद्रमुख्यैर्जीरादिपल्ल्यर्बुदनामतीर्थे ॥ ”

—કાવ્યમનોહર સર્ગ ૭, શ્લો. ૨૩, ૩૧-૩૩
[ શ્રીહેમચંદ્રાચાર્ય-ગ્રન્થાવલી-મંડનગ્રંથ-સંગ્રહ ]

ગૃહસ્થોએ( કટારિયાગોત્રવાળા કોઠારીએ ) જીરાઉલા-ભુવનમાં ૩ દેવકુલિકાઓ કરાવી હતી[ પૂ. નાહર-જૈનલેખસંગ્રહ ખં. ૧, લે. ૯૭૪-૯૭૬ ].

**સં કોચરની સંઘ સાથે યાત્રા**

વિક્રમની ૧૫મી સદીના ઉત્તરાર્ધમાં થઇ ગયેલા ઓસવાળ શ્રીમાન્ સં. કોચરે શ્રીસંઘ સાથે જીરાઉલે જાત્રા કરી હતી.[1] જેમના વંશજોનાં સુકૃત કર્તવ્યોનો ઇતિહાસ વિ. સં. ૧૫૮૩ ના શિલાલેખમાં જેસલમેર( મારવાડ )ના કિલ્લામાં અષ્ટાપદ પ્રાસાદ-પ્રશસ્તિરૂપે વિદ્યમાન છે, જે અમે જેસલમેર જૈનભંડારના સૂચિપત્ર( ગા. ઓ. સિ. નં. ૨૧, પૃ. ૭૦-૭૧)માં પરિશિષ્ટ( ૫ ) તરીકે દર્શાવ્યો છે.

**સંઘવી ધનરાજ**

શ્રીમાલવંશમાં આભૂષણરૂપ, સ્તંભનપુરમાં નિવાસ કરતા, સંઘપતિ વરસિંહના પુત્ર ધર્મિષ્ઠ ધનરાજે વિ. સં. ૧૪૮૬(૯)માં ચૈત્ર વ. ૧૦ શનિવારે રામચંદ્રસૂરિ ગુરુ સાથે તથા કુટુંબ અને સંઘ સાથે યાત્રા કરતાં જીરપલ્લિનાથ અને અર્બુદતીર્થને નમસ્કાર કર્યા છે.[2]

---

૧. "શ્રીઊકેશવંશે શ્રીસંખવાલગોત્રે સં.આંબા-પુત્ર સં. કોચર હૂયા. જિણઇ કોરંટઇ નગરિ અનઇ સંખવાલીગામઇ ઉત્તંગતોરણ જૈનપ્રાસાદ કરાવ્યા. આબૂ જીરાઉલિઈ શ્રીસંઘિસું યાત્રા કીધી. જિણઇ આપણઇ ઉદારગુણઇ આપણા ઘરનઉ સર્વ ધન લોકનં દેઇ કોરંટઇ કર્ણ-નામનાં લીધી." —જેસલમેરભાં. ગ્રંથ-સૂચી ( પૃ. ૭૦ ).

૨ "रस-वसु-पूर्वमिताब्दे ×× श्रीजीरपल्लिनाथमर्बुदतीर्थं तथा नमस्कुरुते ॥" —અર્બુદ-પ્રાચીનજૈનલેખસંદોહ લે. ૩૦૩.

દાનગુણપૂર્ણ, દેવ-ગુરુ-ભક્ત, દેવકુલપાટક( દેલવાડા )માં વિધિચૈત્ય આદિનાથ-ભુવનના દક્ષિણ

**મેલાદેવીની યાત્રા** પાર્શ્વમાં કરાવેલા શ્રેષ્ઠ અષ્ટાપદ-પ્રાસાદમાં સમલિકાવિહાર, ગજાધિરૂઢ ભરત અને મરુદેવીની મૂર્તિ, તથા અનેક બિંબો અને ગુરુ-મૂર્તિ સાથે ૧૭૦ જિન-બિંબો કરાવનારી, ૩૬ શ્રેષ્ઠ પ્રભાવનાપૂર્વક ઉત્તરાધ્યયનનાં ૩૬ અધ્યયનો વંચાવનારી-વ્યાખ્યાન કરાવનારી, સંઘપતિ-પદવી ધરાવનાર સં. રણમલ્લ, સં. રણધીર પ્રમુખ પરિવારવાળી, સાહ સહણ(મોકલરાણાના પ્રધાન)ની માતા **મેલાદેવી**( મેવાડના મંત્રી રામદેવની ભાર્યા ) સુશ્રાવિકાએ ચતુર્વિધ સંઘને શત્રુંજય, જીરા-પલ્લી, ફલવર્ધિ તીર્થોની યાત્રા કરાવી હતી.[1] તેણીએ વિ.સં. ૧૪૮૬ વૈ. શુ. ૫ મે લખાવેલી અને ખ. ગ. જિનવર્ધનસૂરિ-શિષ્ય પં. જ્ઞાનહંસગણિને પઠન-પાઠનાદિ માટે અર્પણ કરેલી સંદેહ-દોલાવલી-વૃત્તિના અંતમાં એવો ઉલ્લેખ છે. મેલાદેવીના વિશેષ પરિચય સાથે લીંબડી-જૈનભંડારની પુસ્તિકાનું એ અવતરણ દેવકુલપાટક( ય. વિ. ગ્રં. પૃ. ૨૩ )માં પ્રકટ થઈ ગયું છે.

વિ. સં. ૧૪૯૧માં રાણા શ્રીકુંભકર્ણના રાજ્યમાં ઉપકેશ-જ્ઞાતિના શાહ (પ્રધાન)સહણા શાહ સારંગે

**જીરાઉલાના સમ** ધર્મચિંતામણિ( પાર્શ્વનાથ )ની પૂજા-નિમિત્તે દેઉલવાડા( મેવાડ )ની માંડવી ઉપર ૧૪ ટંકા લાગો કર્યો હતો. તે સંબંધના શિલાલેખમાં તે ગ્રાસ કોઇ ન લોપે તે માટે રાણા હમીર, ખેતા, લાખા, મોકલ

---

૧. "श्रीचतुर्विधसंघस्य कारितश्रीशत्रुंजय-जीरापल्ली-फलवर्धितीर्थयात्रया साधुश्रीसहणमात्रा मेलादेवीसुश्राविकया..."

અને રાણા કુંભકર્ણની આણ તથા સંઘની આણ દીધા પછી જીરાઉલા અને શત્રુંજયના સમ આપ્યા છે.[1]

**ક્ષેમકીર્તિ**

ખરતરગણ-નાયક જિનકુશલસૂરિના પ્રશિષ્ય પં. વિનયપ્રભના શિષ્ય સાધુ ક્ષેમકીર્તિ પ્રસિદ્ધ વાચનાચાર્ય વિક્રમની ૧૫ મી સદીમાં થઇ ગયા, જેમણે વાણી-દીપિકાથી ઠેકાણે ઠેકાણે મિથ્યાત્વ-અંધકાર દૂર કર્યો હતો. જેમણે ૧૧૦ વિદ્વાન્ શિષ્યો તૈયાર કરાવ્યા હતા. જીરાપલ્લી-પાર્શ્વની ઉપાસનાથી આચાર, વિચાર, વિધિ, વિહાર અને વિનેયજન વિષયમાં તેમની સાતિશયતા થઇ હતી.[2] જેઓએ પોતાનો અંતકાલ જાણી મહિના પહેલાં અનશન સ્વીકારી સિદ્ધશૈલને પ્રણામ કરવા પ્રયાણ કર્યું હતું. તેમના પ્રશિષ્યના શિષ્ય પાઠક ક્ષેમરાજે વિ. સં. ૧૫૪૭ માં હિસારકોટ-વાસી શ્રીમાલવંશી, પટુપર્પટગોત્રી શ્રાવકરત્ન દોદના આગ્રહથી રચેલી સ્વોપજ્ઞ પ્રા. નવી ઉપદેશસપ્તતિકાની વિસ્તૃત ટીકાની પ્રશસ્તિમાં એ જણાવ્યું છે.

---

૧ " संवत् १४९१ वर्षे कार्तिक शुदि २ सोमे राणाश्री**कुम्भकर्ण**विजयराज्ये × × ए ग्रासु जि को लोपई तेहरहिं राणाश्री**हमीर** राणाश्री**खेता** राणाश्री**लाषा** राणा**मोकल** राणा**कुंभकर्ण**नी आण छइ । श्रीसंघनी आण । **जीराउला** श्रीशत्रुंजयना सम । "

—વિશેષ માટે જૂઓ સ્વ. શ્રીવિજયધર્મસૂરિ-સંપાદિત દેવકુલપાટક ( ય. વિ. ગ્રં. પૃ. ૩૩ ).

૨. " **जीरापल्ली-पार्श्वो**पासनतो यस्य सातिशयताऽऽसीत् ।
आचारे च विचारे विधौ विहारे विनेयजने ॥ "

—ઉપદેશસપ્તતિકા-પ્રશસ્તિ ( જૈનધર્મપ્ર. સભા, ભાવ. ).

વિક્રમની ૧૫ મી સદી(સં. ૧૪૯૯)માં પં. મેઘ( મેહા )—

" ઘણી વાત અરબદની ભલી, અમ્હિ જાસિઉં હિવ જીરાઉલી;
પ્રગટ પાસ કરઉ અતિ ભલઉ, સકલ સામિ શ્રીજીરાઉલઉ. ૫૯
સદા સંઘ આવઈં અતિઘણા, પ્રત્યા પૂરઈં સવિહું તણા;
ભાજઈં ભીડ રોગ સવિ ગમઈ, જીરાઉલઉ પાસ ઇણિ સમઈ. ૬૦

—પ્રાચીનતીર્થમાલા-સંગ્રહ ( ય. વિ. ગ્રં. પૃ. ૫૩ )

## વિક્રમની ૧૬ મી સદીમાં.

ખ. ગ. જિનસાગરસૂરિના અનુયાયી ધર્મચંદ્રગણિ-શિષ્યે, ખ. ગ. મતિનંદને રચેલ ધર્મવિલાસની હ. લિ. પ્રતિના પ્રારંભમાં—" ॐ नमः श्रीजीरापल्लीशश्रीपार्श्वनाथाय । "

વિ. સં. ૧૫૦૭ માં ઉદયધર્મ—

" × जीरिकापुरी–पुरन्ध्री–मृगनाभिपुण्ड्रक ! × × १
× जीरापल्लिपुरी–पुरन्दरम् × × १५ "

વિક્રમની ૧૬ મી સદીના પ્રારંભમાં, સિદ્ધાંતરુચિ—

"××जीरापुरीशः सुखमातनोतु स्वकीयसिद्धान्तधियं धिनोतु ॥१७
इत्थं श्रीजयराजपल्लिनगरी–सीमन्तिनी–शेखरः ××× ११ "

## જીરાપલ્લીપાર્શ્વ-વરપ્રસાદ.

સુપ્રસિદ્ધ જિનવલ્લભસૂરિએ રચેલ ૫ જિન-ચરિત-સ્તોત્રની વૃત્તિયો રચનાર સાધુસોમગણીએ વિ. સં. ૧૫૧૯ માં પોતાના પરિચયમાં સૂચિત કર્યું છે કે-જિનભદ્રસૂરિના શિષ્ય સિદ્ધાન્તરુચિ મહોપાધ્યાય, કે જેમણે જીરાપલ્લીપાર્શ્વ-પ્રભુ પાસેથી વર પ્રસાદ મેળવ્યો હતો અને ગ્યાસદીન શાહ

( માળવાના પાતશાહ )ની મહાસભામાં વાદી પર વિજય મેળવ્યો હતો; તેમના એ શિષ્ય હતા.[1]

વિ. સં. ૧૫૨૪માં પ્રતિષ્ઠાસોમ, સોમસૌભાગ્ય કાવ્ય ( મંગલ શ્લો. ૪ ) માં—

" श्रीजीरपल्लिनगरी–गुरुमल्लिवल्लि–
प्रोल्लासनोन्नतघनाघनसंनिभो यः ।
काले कलौ प्रविलसत्प्रबलप्रतापो
जागर्ति पार्श्वजिनराजमहं स्तुवे तम् ॥ "

## વિ. સં. ૧૫૨૫માં તપાગચ્છના લક્ષ્મીસાગરસૂરિના આધિપત્ય સમયમાં.

સંઘવી ગદરાજ, ડૂંગરશાહ અને સંડ નામના શ્રીમંત શ્રાવકોએ ઉત્સવપૂર્વક આ જીરાપલ્લિ-અમદાવાદના મં. પાર્શ્વ પ્રભુની યાત્રા કરી હતી.[2] આમાં સંઘવી ગદાશાહ જણાવેલ મંત્રી ગદરાજ(ગદા)શાહ એ અહમ્મદાવાદ-નિવાસી ગૂર્જરજ્ઞાતિના

---

૧ " श्रीखरतरगच्छेशश्रीमज्जिनभद्रसूरिशिष्याणाम् ।
जीरापल्लीपार्श्वप्रभुलब्धवरप्रसादानाम् ॥
श्रीग्यासदीनसाहेर्महासभालब्धवादिविजयानाम् ।
श्रीसिद्धान्तरुचिमहोपाध्यायानां विनेयेन ॥
साधुसोमगणीशेनाक्लेशेनार्थप्रबोधिनी । ×
चार्वी चरित्रपञ्चकवृत्तिर्विहिता नवैकतिथिं वर्षे ॥ "
—જેસલમેર જૈન ભાં. સૂચી ( પ્રસ્તાવના પૃ. ૧૩ ).

૨. " स्वं मन्यमाना गदराज–डूङ्गर–श्रीसंडकेभ्याः सफलं जनुस्ततः ।
श्रीजीरपल्लिप्रभुपार्श्वतीर्थकृद्यात्रामकार्षुः कुशलेन सोत्सवम् ॥ "
—ગુરુગુણરત્નાકર કાવ્ય ( ય. વિ. ગ્રં. સર્ગ ૩, શ્લો. ૩૬ ).

વણિકોમાં અગ્રેસર હતા, સુરત્રાણ( સુલતાન )ના મંત્રી હતા, *વિજ્ઞ, ઉદાર, દાની, નીતિમાન્, વિનયી હોઈ જેઓ પુણ્ય કાર્યો* દ્વારા જૈનમતમાં પ્રભાવક પુરુષ થઈ ગયા. જેણે સોજીત્રામાં ૩૦ હજાર દ્રમ્મ–ટંકોના વ્યયથી નવું જૈન-મંદિર કરાવ્યું હતું. જે મંદિરની જૈનમૂર્તિયોની પ્રતિષ્ઠા સોમદેવસૂરિએ કરી હતી. જે મંત્રી ગદરાજે ઘણાં વર્ષો સુધી પ્રત્યેક પાક્ષિક( ૧૪ )ને દિવસે ઉપવાસ કર્યા હતા અને તેના પારણાના દિવસે ૨૦૦ થી ૩૦૦ શ્રાવકોનું વાત્સલ્ય (ભોજનાદિથી સાધર્મિક-વાત્સલ્ય) કર્યું હતું. તેણે ઘણા દ્રવ્યના વ્યયથી ૧૨૦ મણ પીત્તળનું આદીશ્વરનું બિંબ ભરાવ્યું હતું અને તેને આબૂ ગિરિરાજના ભૂષણરૂપ ભીમ–વિહાર( જિન–મંદિર )માં પહોંચડાવ્યું હતું. યાત્રા કરવા માટે ઉત્સુક થયેલા આ ગદાશાહ, મહારાજાનું ફરમાન જલ્દી મેળવી હજારો મનુષ્યોથી, સેંકડો ઘોડાઓ અને ૭૦૦ ગાડાંઓથી શોભતો સંઘ લઈ સુખે પ્રયાણો કરતાં વિચિત્ર વાદ્યોથી આકાશ ગજવતાં આડંબર-પૂર્વક આબૂ પર્વત પર પહોંચ્યા હતા. ભાનુરાજ, લક્ષરાજ વગેરે રાજાઓએ તે ( સંઘવી ગદાશાહ )નો સત્કાર કર્યો હતો.

લાખ રૈટંક( રૂપીઆ )ના વ્યયથી મોટા સંઘને મિષ્ટાન્ન, પટ વગેરે આપતા તે સંઘવીએ આબૂ ઉપર શ્રીમંતોને વિસ્મય કરનાર મહોત્સવ કરાવ્યો હતો. તે પ્રસંગે વિ. સં. ૧૫૨૫માં સોમજયસૂરિ સાથે પધારેલા લક્ષ્મીસાગરસૂરિએ પૂર્વોક્ત મૂર્તિ તથા ભીમ–જિનમંદિરમાં રહેલી બીજી ઘણી મૂર્તિયોની પ્રતિષ્ઠા કરી હતી. તે સમયે સુધાનંદનસૂરિની અનુમતિથી અને આ ગદા સંઘવીના આગ્રહથી ગચ્છનાયકે( લક્ષ્મી-સાગરસૂરિજીએ ) જિનસોમ વાચકને પોતાને હાથે આચાર્ય

પદવી આપી હતી. તથા ત્યાં પાટણથી આવેલા, મોટાં ધર્મકાર્યો કરનાર સાધારણશાહના પુત્ર ડૂંગરશાહે કરેલા ઓચ્છવ–પ્રસંગે જિનહંસને વાચકપદ આપ્યું હતું. અને આબૂ–નિવાસી સંડ શ્રાવકે ઘણા ધનથી પ્રૌઢ મહોત્સવ કર્યો, તે પ્રસંગે પં. સુમતિસુંદરને ઉપાધ્યાયપદ આપ્યું હતું.” –એમનો પરિચય વિ. સં. ૧૫૪૧માં સોમચારિત્રગણિએ રચેલા ગુરુગુણરત્નાકર કાવ્ય ( ય. વિ. ગ્રં. સર્ગ ૩, શ્લો. ૧૨–૧૪, ૨૬ થી ૩૬ ) દ્વારા ઉપલબ્ધ થાય છે.

“ જ્યાં વિભૂતિવડે અદ્‌ભુત પુરુષો ઉત્પન્ન થયા છે, જ્યાં પ્રાજ્ઞ પ્રજાવડે શ્રેષ્ઠ ઉત્સવો કરાતા હતા,

**સીરોહીના સં. ઊજલ અને કાજા** અને જ્યાં વિમાન જેવાં જિનદેવ–મંદિરો શોભે છે; તે સીરોહી નગરીમાં નિવાસ કરનાર ઊજલ અને કાજા( સં. उज्ज्वल, कायक )નામના બે સદ્‌ગૃહસ્થ શ્રાવકો વિક્રમની ૧૬ મી સદીના પૂર્વાર્ધમાં થઇ ગયા, જેઓ લક્ષ( લાખાજી )રાજાના શ્રેષ્ઠ અમાત્યો હતા. તેઓએ સંઘપતિ થઇને અતિ આડંબરથી શત્રુંજય વગેરે તીર્થોની યાત્રા કરી–કરાવી હતી. પકવાન્ન, ગોળ વગેરેના નિયમો ગ્રહણ કરનારા તેઓ હંમેશાં ૨૦૦ લોગસ્સનો કાઉસગ્ગ, ત્રણે વખત જિન–પૂજન, અને બન્ને વખત (સવાર–સાંઝ ) પ્રતિક્રમણ વગેરે ક્રિયાઓ કરતા હતા; જેમણે દુર્ગતિ ( દુષ્કાળ )–પ્રસંગે સુધર્મી વણિકોનાં પ્રત્યેક ઘરે હર્ષથી ધાન્ય વગેરેનાં દાનો કર્યાં હતાં, તથા મારવાડ વગેરે દેશનાં મનુષ્યોને હંમેશાં પોતાને ઘરે નિવારણ કર્યા વિના ભોજન, આચ્છાદનો

આપ્યાં હતાં. દુર્ભિક્ષથી ખિન્ન થઇને માળવા તરફ પ્રયાણ કરતા લોકોને ભાતાં આપ્યાં હતાં, તે બન્ને કૃપાળુઓએ રંક લોકો તરફ પણ વાત્સલ્ય દર્શાવ્યું હતું. કલિયુગ હોવા છતાં જેઓ પાંચ પ્રકારના પ્રમાદોથી કલંકિત થયા ન હતા. નીતિથી સંચિત કરેલા ધનવડે જિનેશ્વરોનાં જીર્ણ થયેલાં મંદિરોનો ઉદ્ધાર કરવામાં વિશિષ્ટ પ્રવૃત્તિ કરી હતી. મારવાડ વગેરે દેશોમાં પાંચશેર પાંચશેર ખાંડના પડાની લહાણીઓ કરી હતી.

લક્ષ્મીસાગરસૂરિ-શિષ્ય સોમજયસૂરિનાં વચનામૃતનું પાન કરીને તે બન્ને શ્રાવકોએ ૮૪ દંપતીઓ( યુગલો ) અને બીજા ધન્ય મનુષ્યો સાથે, રાજા અને સમાજની સાક્ષીએ સીરોહીમાં ગુરુનાં મુખ-કમલથી બ્રહ્મચર્યવ્રત સ્વીકાર્યું હતું. તે પ્રસંગે હજારો રૂપા-નાણુંવડે સજ્જનોને તાંબૂલો આપી આશ્ચર્યકારી મહોત્સવ કર્યો હતો. એ બન્ને ઊજલ અને કાજા નામના સુશ્રાવકોએ પહેલાં સોમદેવસૂરિ સાથે જીરાપલ્લી-પાર્શ્વજિનને વંદન કર્યું હતું અને કર-મોચન વગેરે દ્વારા ૭ દિવસ મહોત્સવ કરાવ્યો [1]હતો. "-એમ તેમના સમકાલીન સોમચારિત્ર-ગણિએ વિ. સં. ૧૫૪૧ માં રચેલા ગુરુગુણરત્નાકર કાવ્ય ( સર્ગ ૩, શ્લો. ૬૧-૭૧. ય. વિ. ગ્રં. )માં જણાવ્યું છે.

---

૧. "श्रीसोमदेवैः सह सूरिभिः पुरा यौ जीरपल्ल्यां जिनपार्श्ववन्दनम् ।
अकारिषातामिह सप्त वासरान् महेन यावत् कर-मोचनादिना ॥ "

—ગુરુગુણરત્નાકર કાવ્ય ( સર્ગ ૩, શ્લો. ૬૫. )

## જીરાઉલા પાર્શ્વનાથ-સ્તવનોમાં

[ ૧ ]

*વિ. સં. ૧૪૩૨માં કવિરાજ **મેરુનંદને** વિક્રમની પંદરમી સદીની ગુજરાતી કવિતાના ઉચ્ચ નમૂનારૂપ રચેલી યમક અનુપ્રાસમય કવિત્વ-છટાથી સુંદર, વસંત-વર્ણનવાળી '**જીરાપલ્લી-પાર્શ્વનાથ-ફાગુ**' નામની સરસ મનોહર કૃતિ (વિ. સં. ૧૫૧૯ માં લખાયેલી નાહટાજીની પ્રાચીન પ્રતિ પત્ર ૨૮૮ થી ૨૯૦ માંથી લખેલી), સાહિત્ય-રસિક ઇતિહાસપ્રેમી સાક્ષર શ્રી**મોહનલાલ**ભાઇ દ. દેશાઇએ સૌહાર્દથી ઉપયોગ માટે આ ફોર્મ છપાતાં અમ્હને મોકલાવી છે. તે અહિં દર્શાવતાં આનંદ થાય છે—

" સમરવિ ત્રિભુવન-સામણિ, કામણિ-સિર-સણગારુ,
કવિયણ-વયણિ જ(જા) વરસઇ, સરસ અમિઉ અપારુ;
વિઘન-વિણાસણ સાસણ, સામિઉ **પાસ** કુમારુ,
ગાયવિ સિરિજીરાઉલિ-રાઉ, લિઉં ફલ સારુ. ૧

સિરિ **અસસેણ** મહીપતિ, દીપતિ કુલ-આધારુ,
જુવતિ સતિ અભિરામા, **વામાદેવિ**-ભત્તારુ;
**પાસ** કુમરુ તસુ જાતક, પાતકહરુ જગ-સામિ,
સેવક - દુરિત - ખયંકરૂ, સંકરુ લીધઇ નામિ. ૨

* આ કાવ્ય વિક્રમની પંદરમી સદીમાં ( પૃ. ૫૧ માં ) જોઇએ, પાછળથી મળવાથી અહિં છપાયેલ છે. આ કવિએ પોતાના દીક્ષાગુરુ ખ. ગ. જિનોદયસૂરિનો વીવાહલો, તેમના સ્વર્ગવાસ સં. ૧૪૩૨ લગભગમાં રચ્યો હતો, જે અમ્હારા સાર સાથે જૈન ઐ. ગૂર્જર કાવ્ય-સંચય ( આ. સભા ) માં પ્રકટ થયેલ છે. આ કવિની 'અજિત-શાંતિ-સ્તોત્ર' વગેરે કૃતિયો જાણવામાં આવી છે.

રમતલઇ જેણુ ભુજંગમુ, જંગમુ ખોડિ મઝારિ,
જલણિ જલંતઉ રાખિઉ, દાલખિ ફલુ નવકારિ;
કુમઠ કઠોરુ પયોધરિ, જો ધરિઉ નવકારિ,
મુગતિ-રમણિ-મન-રંજણુ, ભંજણુ ભાવઠ ભારિ. ૩

**જીરાઉલીય** સતીસય, દીસઇ તસુ અવતારુ,
એકલમલિ જિણુ સાદરિ, આદરિઉ જગ-ભારુ;
ચઉરાસિય નર-નાયક, પાયક ભડ સપરાણુ,
ચોર ચરડ બહુ માનઇ, માનઇ સિરિં જસ આણુ. ૪

જસુ ડરિ કરિ ધરિ,મિ(નિ)ય પ્રિય ત્રિય નિતુ જંપઇ ઈમ,
કૂડઈ મનિ **પાસહ** તણી, ધણીય મ લાંઘસિ સીમ;
ઘરણિ ભણઇ સુણિ ચોરલા!, મોરલા વયણુ અયાણુ!,
**પાસ**—પહિય મત ઢૂકિસિ, ચૂકિસિ તૂ નિજ પ્રાણ. ૫

જઇ પ્રભુ-પંથિ વહંતડા, કંતડા! પાડસિ વાટ,
આપણપઉં દુખિ પાડસિ, પાડસિ અમ્હ બય વાટ;
દેસિ વિદેસિ ગયઉ પ્રિય!, પિઉસ મ **પાસહ** કોસ,
અમ્હિ રહિસિઉં ઇણ દેસહિ, દેસિ મ પાછઇ દોસુ. ૬

મૂરખ! મ નમન ઢાંઢસિ, કાઢસિ તઉ ઘડ સાપુ,
આગઇ ઇણિ પ્રભુ-લાંછણિ, લાંછણિઉ તૂ બાપુ;
**જીરાઉલઉ** ન કોપસિ, રોપસિ તઉ સિરિ-ભાગુ,
અવરુ નયરુ ઘણુ પામિય, સામિય! માન જિ માગુ. ૭

ઇણિ અવસરિ કહિ કેવડુ, એવડુ જાસુ પ્રતાપુ,
કલિયુંગ-રાજિ જિ ઘોરિય, ગોરિય ભણઇ તિ બાપુ;
જિણિ દિણિ દેવહ જોઇ, ન કોઇ ન પૂછઇ સાર,
તિણિ દિણિ બંભણુ ખત્રિ, **જાત્રિય વર્ણ અઢાર**. ૮

ઇણિ મહિમા-ગુણિ રંજિય, અંજિય નયણુ વિસાલ,
મુખિ તંબોલિ સુરંગિય, રંગિય અધર પ્રવાલ;
લડહિય તનિ લડસડતીય, ઘડતીય ભાવ રસાલ,
નેહ–ગહિહિલય હિયડુલા, પ્રિયડુલા જંપઇ બાલ. ૯

જઇ પ્રિય! પ્રેમ અકારિમ, વારિ મ તઉ અમ્હ આજુ,
પાસુ વંદાવિ કહિ વરિ, અવરિ ન ભૂષણિ કાજુ;
ઘરણિ--વયણિ રોમંચિય, ચંચિય સવિ ભરતાર,
સોવન અનઇ સુગંધહિ, બંધહિ કહિ કિમ વાર? ૧૦

તક્ખિણુ પંથિ વિગાહણુ, વાહણુ વેગહિ જૂત,
પાસ જિણેસર સુંદર, મંદિરિ—બારિ પહૂત;
દરિસણિ સામિઉ દીઠઉ, મીઠઉ અમિય–સમાણુ,
પૂજ–મહિમ અતિ ઓપિય, રોપિય પુણ્ય–પ્રમાણિ. ૧૧

આવિય મેચ્છિ અખંડિત, મંડિત નિજ નિજ વેસિ,
ચઉદિસિ તણિય સુયાલિય, બાલિય મંડપ–દેસિ;
જસુ મુખ–કમલુ નિરૂપમ, રૂપ મ દિઉ સસિ–બિંબિ,
સરલ તરલ જસુ વીણિય, લીણિય રમઇ નિતંબિ. ૧૨×××

તિણિ અભિમાનહિ રતિપતિ, રતિ–પતિ માસ વસંત,
ષો(ખો)ભ ભણી અવતારિઉ, ભારિઉ કુસુમ હસંત;
ગિરિતરિ ગિરિવરિ પુરિ પુરિ, વનિ વનિ પરિમલ સાર,
દીસઇ વિહસય જણુ સઇ, વણુસઇ ભાંર અઢાર. ૧૮

દક્ષિણુ વાઉ મહીતલિ, સીતલ લહકિઉ જામ,
વિરહિ–નીસાસડે કાલઉ, બાલઉ બહિકિઉ તામ;
સકલ કમલ–વનિ મહકિય, ટહકિય કોયલ જાણુ,
પંથિય મનિ દુખ ધરતિય, વરતિય મનમથ–આણુ. ૧૯

વાજઈ વણિ અલિ કરિય, ભેરિય પ્રથમારંભિ;
પાન-તણુઈ મિસિ ઊડિય, ગૂડિય કદલિય-થંભિ;
બહુફૂલી નમઇ બીજુઉરિય, મઉરિય અંબ રસાલ,
સહજિ સુભાગહિ રુયડલા, સૂયડલા ખેલય ડાલ. ૨૦

મધુકર ન દિહિ જંપક, ચંપક અતિ અભિરામ,
વનસિરિ દીપ ઊતારતિ, આરતિયા સિરિ કામ;
વેઉલ પાડલ કરુણિય, અરુણિય દાડિમ ફૂલિ,
લીજઈ એકઅ વાટડી, વાટડી છાડઇ ભૂલિ. ૨૧

પરિમલ દસ દિસિ વાસઇ, વાસઇ સારસ હંસ,
ખેલઇ નારિ સરીસઇ, રીસઇ સઇ અવતંસ;
પંથિ જિ વહઈ અકારણુ, દારણુ તાહ જંબીર,
હરષુ કરઇ તીહ કેતક, જેતક સાધઈ વીર. ૨૨

પંથિક પંથિય સોણિય, સોણિય કુસુમ પલાસ,
દેષ(ખ)વિ તરુણુ પ્રવાસુય, હાસૂય છંડય આસૂ;
વણુસઈમાહિ પસાયણિ, રાયણિ અનુ કણુયાર,
અવર મનોહર ગરુયર, તરુયર ફલિય અપાર. ૨૩

તિણિ ખણિ ત્રિભુવન કંપઇ, ચંપઈ રતિપતિ સીમ,
મોર મધુર સરિ આલવઇ, જાલવઇ વિરહિણી કીમ?;
વિરહિણિ એક ભણુઈ 'સહિ! કહિ કિમ આવઇ નાહુ?,
મઝ તનિ સીતલિ ચંદન, ચંદ ન ફેડઇ દાહ?'. ૨૪

એકિ ભણઇ 'કુલ-દેવતિ, સેવતિ તૂ જગસામિ,
પ્રિય પરદેસિ પહૂતઉ, ગૂતઉ કવણુ વિરામિ?;'
ઇણિ પરિ જગ જગડંતઉ, કંતઉ રતિ વર નારિ,
સહિઉ વસંતિહિ ધાઈઉ, આઇઉ પાસહ બારિ. ૨૫

દોખઉ જાત્રણિ ખેલિય, ભેલિય મનિ નવકારિ,
પાસ-ભગતિ અધિકેરિય, ફેરિય મનહ મઝારિ;
અવસરુ નહી અમીણુઉ, હીણુઉ ચિંતય મારુ,
બુદ્ધિ વિમાસિય નાઠઉ, ધાઠઉ રતિ-ભરતાર. ૨૬

પ્રભુ પગિ લાગિ મનાવઇ, આવઇ માસ વસંતુ,
જય જય રવુ જગિ વાજિઉ, ગાજિઉ જિણુ જયવંતુ;
જાત્રિય હરખિ અંકૂરિય, પૂરિય સવિ મનિ આસ,
પ્રભુ-દરિસણિ વલિ કામિઉ, પામિઉ નિજ નિજ વાસ. ૨૭

સિરિજીરાઉલિ-નાયક, દાયક બુદ્ધિ અપારુ,
ઇણિપરિ પુરિ પુરિ ગાજઇ, છાજઇ તૂ અવતારુ;
થંભણપુર સેરીસઇ, દીસઇ મહિમા સારુ,
ફ્લવદ્ધિય કુરહેડઉ, ફેડઉ દુરિત-વિકારુ. ૨૮

રાખિઉ જિણિ સંખેસરિ, અવસરિ સારંગપાણિ,
જરાસંધુ બલિ પ્રીતઉ, જીતઉ જાસુ પ્રમાણિ;
પંચાસરઉ ચિંતામણિ, નવપલ્લવ નવખંડુ,
પાસજિણિંદુ જયઉ જગિ, સોહગિ દાનિ અખંડુ. ૨૯

ચઉદબત્તીસઈ સંવતિ, સંમતિ લે ગુરુ-પાસિ,
જીરાઉલિ-પતિ ગાઇઉ, છાઇઉ જગ જસ વાસિ;
પાસહ ફાગુ સુ નંદઉ, ચંદઉ જા અભિરામુ,
સો(સા)હઇ મેરુ સુ નંદઉ, નંદઉ મુનિજન વા(ના)મુ. [૩૦]

ઇતિ શ્રી જીરાપલ્લી-પાર્શ્વનાથ-ફાગુ સમાપ્તઃ ।"

—પૃ. ૩૯ ની ટિપ્પનીમાં દર્શાવેલાં ૯ થી ૧૧ ત્રણ પદ્યો પણુ એ જ વિ. સં. ૧૫૧૯ માં લખાયેલી પ્રતિ( પત્ર ૨૭૩-૪ )માં રહેલ પાર્શ્વનાથ-ચરિત્રરૂપ વિજ્ઞપ્તિમાંનાં છે. એ જ પ્રતિ

( પત્ર ૨૬૪ )માં લખેલી ૧૧ પદ્યોવાળી બીજી જીરાપલ્લી-પાર્શ્વનાથ–વીનતી છે, જેનાં છેલ્લાં ચરણો સરખા હોવા છતાં અંતમાં જીરાઉલા પાર્શ્વનાથનો વિવિધ પ્રભાવ સૂચવે છે–

[ ૨ ]

" મહાનંદ–કલ્યાણ–વલ્લી–વસંતો,
પ્રતાપે અનંતો પ્રભાવે લસંતો;
સવે દુકખ જો પાસ–નામેણ ચૂરઇ,
જગન્નાથ જીરાઉલઉ આસ પૂરઈ. ૧
" " પાસ સોહઇ. ૨
" " બંધ છોડઈ. ૩
" " લોક તારઈ. ૪
" " ઇ શ્રી અપારો. ૫
" " ગુણિહિં ગાજઈ. ૬
" " પાસ દીઠઉ. ૭
" " જે ય વંદઈ. ૮
" " રોગ ટાલઇ. ૯
" " જાસ ચિત્તે. ૧૦
" " રંગિ ગાયઉ. ૧૧

— આ કવિતાનો આદ્યંત ભાગ બીજી પોથીમાં આ પ્રમાણે છે —

"અહો! પાસનાહો જિણો સપ્પભાવો, સદાચારચારિત્તસુંદર-સભાવો;
પુરી-સાર-વાણારસી-લદ્ધજમ્મો, નમો આસસેણંગજો સુદ્ધજમ્મો. ૧

બહુરૂપિ તેજિઇં રવિ જેમ દીપઇ, કલિકાલની કેલિ જો રંગિ જીપઇ;
ઇંમ વિજય આરોગ્ય-દાતાર ધ્યાઉ, જગન્નાથ જીરાઉલુ રંગિ ગાઉ. ૧૨"

વિક્રમની ૧૬ મી સદીના પૂર્વાર્ધમાં તપાગચ્છના કવિ **સોમજયસૂરિ-શિષ્ય(?)** પ્રાચીન ગુજરાતી છટાદાર સ્તવનમાં—

[ ૩ ]

આદિમાં—" **જીરાઉલિ** રાઉલિ કય નિવાસ !,
વાસવ-સંસેવિય( અ ) પવર પાસ !;
પાસપ્પહુ ! મહ તું (તૂં) પૂરિ આસ,
આસેસણુવંસ-વિહિયપ્પયાસ !. ૧

અંતમાં—" તુહ મહિમા મહિમાહે અસંખ,
સહૂ જાણુઈ આંણુઇ કૂણુ સંખ ?;
સિરિપાસ જિણેસર સામિ-સાલ !,
મણુ-વંછિઅ-પૂરણુ-કપ્પસાલ !. ૪૫

સિરિ**સોમસુંદરસૂરિ**-સુજસજાય !,
ગુણુ-**લચ્છીસાયર**-પણ્ય-પાય !;
ભત્તિબ્ભર-નિબ્ભર **સોમદેવ** !,
સિરિ**સુધાનંદનસૂરિ** વિહિ[અ]-સેવ !. ૪૭ (૬)
**સોમજય** સમુજ્જલ કિત્તિ-પૂરિ,
ભવિઅણુ-અંત-તિમિર-સૂર !;
ઇઅ ભત્તિઈ જુત્તિય થુણિઅ **પાસ** !
**જીરાઉલિ**-જિણુ ! મઝ પૂરિ આસ. ૪૮

---

ખરતરગચ્છના **શાંતિસમુદ્રે**, સ્તોત્રમાં—

" **સેરીસે** જાલઉરિ **જીરવલ્લી** કરહેડઇ × ×
પણુ-સગ-નવફ્ણુમંડણુઉ **પાસુ** નમઉં સવિ કાલિ. ૪"
—( પાટણુ સંઘવીજી.ની પ્રતિમાં )

વિક્રમની પંદરમી સદીમાં થયેલા જણાતા રત્નાકરગચ્છના હેમચંદ્રસૂરિના શિષ્ય જિનતિલકસૂરિએ રચેલ તીર્થમાલા-સ્તોત્ર ચૈત્યપરિપાટિ (ગા. ૨૨)માં—

"જીરાઉલિ ભેટઉ પાસનાહ" સ્મરણ કર્યું છે (આત્માનંદ પ્રકાશ વીર સં. ૨૪૪૨ શ્રાવણનો અંક પૃ. ૧૪).

બીજા કવિઓના સ્તોત્રોમાં—

"जीरापल्लिपुरोत्तमाङ्गतिलकः श्रीपार्श्व-कल्पद्रुमः ×××
×××श्रीजीरापल्लिपार्श्व-स्मृतिरतिमहिमा स्थेयसी यस्य चित्ते॥२"

કવિ લક્ષ્મી-વિશેષ( ? તિલક ? સાગર ) શ્રીજીરાઉલા-પાર્શ્વનાથ-સ્તવનમાં—

"×× जीरापल्लीपदमविपदं वारिदच्छायदेहं × १
×× जीरापल्ल्याः पथि विचरतां सोदरन्त्येव तेऽपि × ४
××× जीरापल्ल्याः परपरिभवो नैव भूतो न भावी ॥ ५
धीरा जीराउलिवरपुरीसारशृङ्गारभूतं ××× १३

સ્તોત્રકારોએ ભિન્ન ભિન્ન સ્થાનોમાં રહેલા પાર્શ્વનાથનું સ્મરણ કરતાં જીરાપલ્લિપુરના પાર્શ્વનાથને પહેલાં સંભાર્યા છે—

"जीरापल्लिपुरे फलर्धिनगरे वाणारसी-स्वामिनि
श्रीसंखेश्वरनामकेषु मथुरा-सेरीसके स्तम्भने ।
श्रीमद्दाहडपल्लि-भिंपटतयोर्नागद्रहे श्रीपरे
भालज्जे करहेटके जिनपतिं श्रीपार्श्वनाथं स्तुवे ॥३॥"

—પ્રાચીન પ્રતિ (ફોટોકૉપી પ્રાચ્યવિદ્યામંદિર, વડોદરા)માં.

વિ. સં. ૧૫૧૭ માં ભોજ–પ્રબંધ વગેરે રચનાર રત્ન-મંદિરગણિએ રચેલી ઉપદેશતરંગિણી( ય. વિ. ગ્રં. પૃ. ૬ )માં પુરુષ–પ્રવર્તિત તીર્થોનો ઉલ્લેખ કરતાં જીરાપલ્લીનું નામ પહેલાં દર્શાવ્યું છે.

**૫૨ સંઘવીમાં ગુણરાજ**

વિક્રમની ૧૬ મી સદીના પૂર્વાર્ધમાં સુમતિસુંદર આચાર્યની મધુર વાણી સાંભળીને શ્રદ્ધાળુ સદ્ગૃહસ્થ વેલ્લાક જિન–યાત્રા કરવા ઇચ્છા થતાં સુલતાન તરફનું ફરમાન મેળવી સંઘ લઇ માંડવગઢ( માળવા )થી રતલામ આવ્યા, ત્યાં બીજા સંઘો મળ્યા. એવી રીતે ૫૨ બાવન સંઘવીઓએ સંઘો સાથે ઇડરમાં યાત્રા–પૂજા, ગુરુ–વંદન કર્યાં પછી વિચાર્યું કે–‘ બીજા દેવોથી ન હરી શકાય તેવી મોટી મોટી આર્તિ–પીડા હરનાર, તથા ઇષ્ટ સુખ કરનાર શ્રીપાર્શ્વનાથ, હાલમાં જીરપલ્લિપુરમાં છે, તો એની યાત્રા પહેલાં કરીએ ’ એવો વિચાર કરી તે સંઘવીઓએ ત્યાં જઇ પાર્શ્વજિનને નમન કર્યું હતું. વિચિત્ર મહોત્સવો કર્યા હતા. ત્યાં સંઘવી ગુણરાજે સેંકડો રૂપીઆવડે ઇંદ્રમાલા પહેરી હતી.[1] ”–વિ. સં. ૧૫૪૧

---

[1] “ परदेवाहार्यमहामहार्तिहर्ता तथेष्टसुखकर्ता ।
श्रीआश्वसेनिरधुना प्रभुरास्ते जीरपल्लिपुरे ॥
तत् प्रथममस्य यात्रा क्रियते मत्वेति सङ्घपतयस्ते ।
गत्वाऽऽशु तत्र नेमुस्तं वामेयं गुणामेयम् ॥
रचयन्ति स्म विचित्रानत्र महांस्ते मुदेन्द्रमालां च ।
गुणराजसङ्घराजः स्वाद्यशतैः पर्यधाद् बहुभिः ॥ ”

—ગુરુગુણરત્નાકર કાવ્ય (સર્ગ ૨, શ્લો. ૮૫ થી ૮૭ ય. વિ. ગ્રં.)

માં સમકાલીન કવિ **સોમચારિત્રગણિએ** ગુરુગુણરત્નાકર કાવ્યમાં એ સૂચિત કરેલું છે.

**૮૮ સંઘવીમાં જેસિંગ અને રત્ન શાહ**

**સારંગપુરમાં** અધિવાસ કરનાર **જેસિંગ** શાહ વિનયી, વિવેકી અને દાનવીર થઇ ગયા. જે સંઘમાં આગેવાન હતા, તેમ સમસ્ત ખાન, ખોજા, મીર, ઉમરાવ વગેરેના બહુ માનીતા હતા. જેણે નિર્ધન વગેરે મનુષ્યોના ઉદ્ધાર માટે નિરંતર દાનશાલા-ભોજનશાલા કરી હતી. તેણે જ્યારે જીરાપલ્લી( જીરાવલા ) અને **આબૂ** તીર્થની યાત્રા કરવાની ઇચ્છા અને તૈયારી કરી હતી, તે જ અવસરે **આગર( માળવા )**ના સંઘવી રત્ન વગેરે ૮૮ સંઘવીઓ સંઘો સાથે તૈયાર થયા હતા. તેમાં એ સંઘપતિ જયસિંહ અને રત્ન સૂર્ય ચંદ્ર જેવા અગ્રેસર હતા. ઇડરના મહારાજા **ભાનુરાજ**થી સત્કૃત થયા હતા. તે સર્વે ઈડરગઢથી યાત્રા કરતા અનુક્રમે જીરિકાપલ્લિપુરમાં પણ ગયા હતા. ત્યાં પ્રભાવક **પાર્શ્વ**નાથ પ્રભુનાં દર્શન કરી તેઓએ વિવિધ પ્રકારે ભેટ, પૂજા, ભક્તિ, વિજ્ઞપ્તિ કરી હતી. કોશ-પ્રમાણ ધ્વજ-દાનપૂર્વક આડંબરથી સ્નાત્ર-મહોત્સવ કરાવ્યો હતો. લીધેલા અભિગ્રહો છોડ્યા હતા. ૩ દિવસ સુધી બન્ને સંઘવીઓએ મોટી ભોજનશાલા ખુલ્લી કરી હતી. સંઘવી જયસિંહે દુર્જય દેવાયત નામના કોળી પાસેથી બંદીઓ છોડાવ્યા હતા. ત્યારપછી તે સંઘો **આબૂ** તીર્થની યાત્રા માટે ગયા હતા-એનું સવિસ્તર વર્ણન સમકાલીન કવિ **સોમચારિત્રગણિએ** વિ. સં. ૧૫૪૧ માં ગુરુગુણ-રત્નાકર કાવ્ય( સર્ગ ૪ )માં કર્યું છે.

પ્રાગ્વાટ( પોરવાડ )વંશમાં નંદુરબાર-નિવાસી સંઘપતિ ભીમનો પુત્ર ડૂંગર સુશ્રાવક થઇ ગયો,

**ગુણરાજની યાત્રા** જેના વંશજ ગુણવાન્ ગુણરાજે પદ-પ્રતિષ્ઠાદિ સુકૃતો કરાવ્યાં હતાં. તેણે શત્રુંજય, રૈવત, **જીરાપલ્લી**, અર્બુદ વગેરે તીર્થોની યાત્રાઓમાં દ્રવ્ય-વ્યય કરી પોતાનો જન્મ સફલ કર્યો હતો.[1] જેને લખમાઇ પત્નીથી કાલૂ નામનો વિનયી સુપુત્ર હતો; તેને જસમાઈ, લલિતાદે, વીરાઇ નામની પત્નીઓ હતી. તે કાલૂશાહે જિન-ભવન, જિનમૂર્તિ, જિનાગમ તથા ચતુર્વિધ જૈનસંઘ એ ૭ ક્ષેત્રોમાં અને દીન જનોના ઉદ્ધારમાં સ્વોપાર્જિત દ્રવ્યનો વ્યય કર્યો હતો. વાચક મહીસમુદ્રગણિના સદુપદેશથી વિક્રમની ૧૬ મી સદીના ઉત્તરાર્ધમાં ચિત્કોશ-જ્ઞાનભંડારમાં સ્થાપન કરવા માટે તેણે વૃત્તિ સાથે સિદ્ધાંતસૂત્રો લખાવ્યાં હતાં. તેમાંની લીંબડી ભંડારની આચારાંગ-નિર્યુક્તિ તથા વડોદરાના જૈનજ્ઞાન-મંદિરમાં રહેલી વિ. સં. ૧૫૫૧ માં લખાયેલી પિંડનિર્યુક્તિ પુસ્તિકાના અંતમાં એ ઉલ્લેખ છે.

[ ૪ ]

મંત્રી પેથ, પાર્શ્વનાથ-વિવાહલઉ( કવિત્ત )માં—

( માઇ ! એ નયરહ સીહ-દૂઆરિ—એ ઢાલ )

"સરસતિ સામિણિ ! કરઉ પસાઉ, મઝ મનિ એઉ ઊમાહલુ એ;
ધવલ-બંધિં બહુ લાગઉ ઢાઉ, ગાયસો જિણુ જીરાઉલુ એ. ૧

મૂલ ચરિત્ર પ્રભુ કેરઉ પાસ, ભાવિહિં ભવિયણુ ! સાંભલઉ એ;
સાંભલતાં હુઈ પુણ્ય-પ્રકાસ, ટલઇ ભવંતર દેવના એ. ૨"

---

[1] " श्रीशत्रुंजय-रैवत-जीरापल्ल्यर्बुदादियात्रासु ।
वित्तव्ययसफलीकृतजन्मा तद्वधूः लषमाई ॥ ३ ॥"

અંતમાં—( ઢાલ ઊલાલઉ )

" જીભ સહસ મુખિ હોઈ, કોડિ વરસ કવિ જોઈ;
તુ લવલેસ ન જાણુઈ, મૂરખ કિસઉં વખાણુઈ ?.
મંત્રિ પેથ ઈમ બોલઈ, અવર તા કાંઇ તુમ્હ તોલઈ. ૩ × ×

હું તુ પૂરિ પ્રવાહિઉ, તું સરણાગતિ-સાહિઉ;
કરિ કરિ દેવ! પસાઉ, જગિ જીરાઉલિ-રાઉ. ૬ ×

× કીધઉં કવિત વિશાલ, રૂઅડું અનઇ રસાલ. ૮

× પઢઈ ગણુઇ તાંહાં સિદ્ધે, આવઈ અવિચલ રિદ્ધે. ૯

—પાટણ જૈનભંડાર-ગ્રંથ-સૂચી (ભા. ૨)

[ ૫ ]

[૧]વિ. સં. ૧૫૫૪ માં કોરંટગચ્છના કવિ નન્નસૂરિ, જીરાઉલા-ગીતમાં—

" શ્રીજીરાઉલિપુરવર-મંડણુ, ૧
જગ-ગુરુ રે, જગ-ગુરુ પાસ જિણેસરૂ એ;
દેવ-દેહ્રાસર વંછિત સુષ( ખ )-કર,
અઢલિક રે અઢલિક મલ અલવેસરૂ એ.

અઢલિક્ક અલવેસર અગંજિત અતુલ બલ ત્રેવીસમઉ,
તેત્રીસ સુરવર કોડિમાહિ અવર કોઇ ન જેહ સમઉ;
શ્રીસંઘ આવઈ ચિહુંદિસિના મનિહિં આણી ભાઉલઉ,
કલિકાલમાહિઇં પ્રગટ પ્રતપઇ પાસનાહ જીરાઉલઉ. ૧

૧ "ઇણિપરિ અરબુદ-ચૈત્ત-પ્રવાડિ જિ કીજઈ આણુંદ-પૂરિ;
પનર ચઉપનઈ ભણુઈ મન-રંગિઈ કોરંટગચ્છિ નનસૂરિ. "

ષટ દરસણ નિતુ સેવા સારઇં,
અહનિસિ રે અહનિસિ જપઇં યોગીસરૂ એ;
મૃગમદ અગર કપૂર ઊખેવઇ,
તૂઠઉ રે તૂઠઉ તેહનઇં દિઇ વરૂ એ.

વર દીઇં તૂઠઉ ભગત જનનઇં, તુમ્હ પસાઇં નહીં મણા,
ધણ રયણ કંચણ રાજ રાણિમ ભોગ લહીઇં અતિ ઘણા;
સિરિ ધરઇં આણા રાય રાણા, સેસની પરિ તુમ્હ તણી,
શ્રીપાસ જીરાઉલઉ જિણવર ધ્યાઇં મનિ ષટ દરસણી. ૨ ષટ૦

ચોર ચરડ નવિ લાગઇં મારગિઇં,
વઇરી રે વઇરી વિરૂઉ નવિ કરઇં એ;
સીહ ભુયંગમ નાવઇં પાસઇં,
દૂતર રે દૂતર સાયર તે તરઇં એ.

તે તરઇં સાયર ભૂત ડાઇણિ, પ્રેત વિંતર નવિ છલઇં;
ગ્રહ–તણીય પીડા રોગ વિસમા, વિઘન બંધન ભય ટલઇં.
ભવ ભીડ ભાવઠિ દુકખ દાલિદ, દુરિય દોહિગ જાઇં સહી;
ઇક ચિત્તિ જીરાઉલઉ જપતાં, ચોર ચરડ લાગઇ નહીં. ૩ ચોર૦

સંઘ–મંગલકર ભોગ–પુરંદર,
મહીયલિ રે મહિયલિ મહિમા અતિ ભલઉ એ;
વામા–નંદન જગદાનંદન,
આસસેણ રે આસસેણ રાયાંકુલ–તિલઉ એ.

આસસેણરાયા–કુલ–વિભૂષણ, સકલ મૂરતિ જાણીઇં;
અવદાત તુમ્હચા એક જીભિઇં, કેતલા વખાણીઇ ?.
શ્રીપાસદાદા સહત જયવંત, જીરાઉલઉ પરમેસરૂ;
ભણઇ નનસૂરિ મોરઉ સ્વામી, સયલ સંઘ મંગલકરૂ. ૪ સંઘ.

—( વડોદરા-પ્રાચ્યવિદ્યામંદિરની વિ. સં. ૧૫૭૪ માં લખાયેલી પ્રતિમાં )

**સીરોહી**-રાજ્યમાં **સીરોહીથી** ૯ માઇલ દૂર, **મેડાગામથી** ૪ માઇલ **આબૂની** નાની ત્રિકોણ પહાડી જગ્યામાં હમ્મીર-ગઢ નામનું પ્રાચીન સ્થાન હાલમાં ખંડેર જેવી સ્થિતિમાં ઊજ્જડ છે. ચોતરફ જંગલ હોઇ વિષમ માર્ગમાં છે. જ્યાં ૪ જૈનમંદિરો, ૧ જૈન ધર્મશાળા અને ખંડિતપ્રાય કિલ્લો છે. પર્વત-ટેકરીની ઢાળવાળી જગ્યા પર રહેલાં ૩ જૈન મંદિરોમાં એક સૌથી મોટું મકરાણા પાષાણનું સુંદર નકશી-કોરણીવાળું અને અધિક પ્રાચીન જણાય છે. ચોથું મંદિર રસ્તા ઉપર નાનું અને પ્રાચીન છે, તેમાં ઉપર્યુક્ત ત્રણે મંદિરોની પ્રાયઃ ખંડિત સર્વ પ્રતિમાઓ પાછળથી સ્થાપી જણાય છે; જેમાં સં. ૧૨૧૯ નો પ્રતિષ્ઠિત ચોવીશી-પટ્ટ અને સં. ૧૩૪૬ માં વર્ધમાનસૂરિએ પ્રતિષ્ઠિત કરેલ **શાંતિનાથદેવ** ( કાઉસગ્ગીયા ) વગેરે પ્રતિમાઓ જણાય છે.

મુખ્ય મંદિરના ગૂઢ મંડપમાં બનેલાં બે બાજૂનાં બે આલાં (તાકાં) પર વિ. સં. ૧૫૫૨ પોષ વ. ૭ સોમના સં. શિલાલેખમાં જણાવ્યું છે કે—એ સમયમાં બૃહત્તપાપક્ષના ધર્મરત્નસૂરિના ઉપદેશથી **સ્તંભતીર્થ**(ખંભાત)વાસી ઉપકેશવૃદ્ધશાખા (વીસા ઓસવાળ)બાઈ શિવાએ પોતાની ફૂઇના શ્રેય માટે **જીરાપલ્લીશ-પ્રાસાદ**માં બે આલકો (તાકાં-ગોખલા-દેહરી) કરાવ્યાં હતાં.

મૂળ મંદિરની ચોતરફ રહેલી દેહરીઓમાંથી પહેલી દેહરીના સં. લેખ પરથી જણાય છે કે—વિ. સં. ૧૫૫૬ વર્ષે વૈ. શુ. ૧૩ રવિવારે, **પ્રાગ્વાટ**( પોરવાડ ) જ્ઞાતિના સં. **રત્નપાલની**

ભાર્યા ફરમાઇએ પોતાના પતિના શ્રેય માટે વૃદ્ધતપાપક્ષના ઉદયસાગરસૂરિના ઉપદેશથી જીરાઉલા પાર્શ્વનાથના પ્રાસાદમાં દેવકુલિકા કરાવી પાર્શ્વનાથને પોતાનો નિત્ય પ્રણામ જણાવ્યો છે. યતીન્દ્રવિહાર-દિગ્દર્શન( ભા. ૧, પૃ. ૧૨૦ થી ૧૨૩ )માં આ પરિચય-લેખો દર્શાવ્યા છે.

વિ. સં. ૧૫૫૬ માં રચાયેલા વિક્રમાદિત્ય-પંચદંડાતપત્ર-ચરિત્ર( પાટણ જૈનભં. ડિ. કૅ. વૉ. ૨ )ના પ્રારંભમાં—

" જયુ પાસ જીરાઉલુ, જગ-મંડણુ જગ-ચંદ;
જાસ પસાઇ પામીઇ, નિત નિત પરમાનંદ. "

## યાત્રા.

અણહિલવાડ પાટણ પાસેના સંડેરમાં જિન-મંદિર વગેરે રચાવનાર તથા વિ. સં. ૧૩૫૩-૫૪ માં ભગવતીસૂત્ર વગેરે લખાવનાર અને તેનાં વ્યાખ્યાનાદિ કરાવનાર પોરવાડ પેથડશાહ થઇ ગયા;[1] જેમના વંશજોએ કરાવેલાં અનેક સુકૃતોનો ઇતિહાસ પ્રશસ્તિદ્વારા જણાય છે, તેમાંથી વિ. સં. ૧૫૫૯ માં વાચકપદ-સ્થાપનાનો મહોત્સવ કરનાર પર્વત અને ડૂંગર નામના ભાઇ-ઓએ વિ. સં. ૧૫૬૦ માં જીરાપલ્લીપાર્શ્વ, અર્બુદાચલ વગેરે તીર્થોમાં ઉલ્લાસપૂર્વક યાત્રાઓ કરી હતી; ગંધાર બંદરમાં યોગ્ય સામગ્રી સાથે કલ્પ-પુસ્તિકાઓ સર્વ શાલાઓમાં આપી હતી; અને તે નગરના સમસ્ત વણિકોને રૂપા-નાણાં સાથે સાકરની

(શાહ પર્વત, ડૂંગર)

1 "પાટણ-જૈનભંડારડિ. કૅટલૉગ" (ગા. ઓ. સિ. વૉ. ૧, પૃ. ૨૪૭-૨૪૮)

લહાણી આપી, સંઘ-સત્કારપૂર્વક વાચના કરાવી હતી. ચતુર્થ વ્રતમાં આદરવાળા તે બન્નેએ આગમગચ્છના વિવેકરત્ન ગુરુનાં વચનથી ઉપર્યુક્ત સુકૃત કર્યાં હતાં.[1] ”

વિ. સંવત્ ૧૫૬૮ માં કવિ લાવણ્યસમય વિમલપ્રબંધ ( રાસ ખંડ ૩, ગા. ૧૧૮ )માં—

‘ જીરાઉલાનઉ મહિમા ઘણુઉ × × ×

તેમના રચેલા ખિમઋષિ-રાસમાં—

“ જીરાઉલઉ જિણુ થંભણુઉ, ગુડી-મંડણુ પાસ;
સુર સેવક જે તસુ તણા, પૂરઇ જહા-મન-આસ.” ૧૬
( પૃ. ૨ )

[ ૬ ]

જીરાઉલા પાર્શ્વનાથ-સ્તવનમાં—

જીરાઉલિ-મંડન જિણુ પાસ, તું ત્રિભુવન છઇ લીલ-વિલાસ;
કરું વીનતી છોડિ ભવ-પાસ, હું છું દેવ ! તુમ્હારુ દાસ. ૧

તપગછ-નાયક અવિચલ ચંદ, શ્રીલક્ષ્મીસાગર સૂરિંદ;
શ્રીસોમદેવસૂરિ સોહઇ સાર, શ્રીસોમજયસૂરી ગણધાર. ૩૫

સમયરત્ન જય પંડિત-રાય, તે સહગુરુના પામી પ્રાય;
તું સ્તવીઉ મઇં ત્રિભુવન-ધણી, પૂરિન ઇચ્છાં હિવઇ સેન તણી. ૩૬

---

૧ “ खर्तु-तिथिमित १५६० समायां यात्रां तौ चक्रतुः सुतीर्थेषु ।
जीरापल्ली-पार्श्वार्बुदाचलाद्येषु सोल्लासम् ॥ ”

—વિશેષ માટે જુઓ—મુનિ પુણ્યવિજયજીનો લેખ—‘ એક ઐતિહાસિક જૈનપ્રશસ્તિ ’ ( પુરાતત્ત્વ પુ. ૧, અં. ૧ ).

ઋદ્ધિ રાણીમ નવિ માગુ રાજ, કતિગ-વિદ્યા મંત્ર ન કાજ;
એક જ આવાગમણુ નિવારિ, દૂતર ભવ-સાગર ઊતારિ. ૩૭

હું આવઉ શરણુઈ તહ્ય તણુઇ, રાષુ(ખુ) મનિ ઊલટ આપણુઈ;
મુનિ લાવણ્યસમઇ ઈમ ભણુઈ, તુહ્ય તૂઠઈ નવ નિધિ અંગણુઈ. ૩૮"

[ ૭ ]

## જીરાઉલિ-છાહુલી.

"દેસિ વિદેસિ જાણીય એ, પ્રગટુ જીરાઉલિ ગામિ;
ઊમા હુઉલઇ અંગુલઈ અલ જઈં એ જાઇં,
મેલાવડઈ મેલુલઈ માહ્હતીએ, મલપતિ ગજગતિ ગાઈં;
પ્રભાવતિ-વર-ગુણ વીનતી એ—આકણી.

જિણુવર વયણુ ઊઆરણાંએ, ભામણુડઇ ભમહીડી જાઉં. ૨
જાત્રિગ ધજ-મિસિ ધીરવએ, ધીરુ કિર ઊભડી બાહં. ૩
ઊમાહુઉ૦

ચોરડ ચરવા પર એ, દૂરુહુ પાધર-રાઉ. ૪
કોડઉ કોસુ જુકો પીઇ, તાસુ કોપીયઇ કૃતંતુ. ૫
જીરાઉલિ જિનુ ભગતઉએ, જયવંતુ જગિ ભડિવાઉ. ૬
ભોગ પુરંદર નિરખતાં એ, દૂષ તાં દૂરિ પુલાઈં. ૭
જિણુવર જલદર ઊનમણિ, સુકૃત-સર સુભર ભરાઈં. ૮
ધન પ્રભ(ભુ)-ભુઅણિ જે વાવરઈં, વરઇ તે નવનિધિ નારિ;
કલિજુગિ ઊગીઉ કલ્પતરો, વંછિય પૂરણુદારુ. ૯

—જીરાઉલિ-છાહુલી. ( પ્ર. શ્રી કાંતિવિજયજી શાસ્ત્ર-સંગ્રહની એક પ્રાચીન પ્રતમાં. )

વિ. સં. ૧૫૯૯ માં લખાયેલ જીરાવલા-પાર્શ્વનાથ-સ્તવનની પ્રતિ પાટણના જૈન ભંડાર( ફો. આ. )માં છે.

શાંતિસૂરિએ રચેલી અર્બુદાચલ-ચૈત્યપરિપાટી (પદ્ય ૧૭)ના પ્રારંભમાં—' જીરૂપલિ પાસ જુહારી ' મંગલાચરણ છે.

[1]વિ. સં. ૧૫૮૨ માં વાચક સહજસુંદરે, રત્નસારકુમાર-ચોપાઇ( પાટણ જૈન ભં. કૅ. વૉ. ૨ )ના પ્રારંભમાં—

" સરસતી હંસ-ગમન-પય પ્રણમી, અવિરલ વાણી-પ્રકાસ રે;
સેત્તુંજ-મંડણ શ્રીરિસહેસર, શ્રીજીરાઉલિ પાસ રે. "

ઉપકેશગચ્છના કક્કસૂરિના શિષ્ય કવિયણે કુલધ્વજ-રાસ ( પાટણ જૈન ભં. પ્રતિ લે. સં. ૧૬૦૫ )માં—

" પાસજિણેસર-પય નમી, જીરાઉલિ અવતાર;
મહિયલિ મહિમા જેહનઉ, દીસઇં અતિહિ ઉદાર. "

કવિ કુશલસંયમ, હરિબલ-રાસના પ્રારંભમાં—

" પહિલઉં પણમું પાસ જિણ, જીરાઉલનું રાય;
મન-વંછિત આપઇ સદા, સેવઇં સુરપતિ પાય. "

—પાટણ જૈનભંડાર-ગ્રંથ-સૂચી ( ભા. ૨ )

તપાગચ્છ-નાયક હેમવિમલસૂરિના સમયમાં શ્રુતમાણિક્ય-શિષ્ય, પ્રભાત-પ્રભુ-પ્રણામમાં—

" જીરાઉલિપુરિ પાસ નમતાં નિશ્ચઇં,
ભવિયણહ પૂરઇં મનની આસ. પ્રહિ ઊઠી પ્રભુ પ્રણમીઇ. ૫ "

---

૧ " સંવત પનરબિયાસી વચ્છરિ એ, રચ્યઉ મઈં રાસ રે;
વાચક સહજસુંદર ઇમ બોલઇ, આણી બુદ્ધિ-પ્રકાસ રે. "

[ ૮ ]

"કરું સેવના દેવના પાય પામી, ટલઈ વાર લામી નમું સીસ નામી;
કહૂં સત્ય હૂં જનમ લાધઉ અમ્હારુ, જગન્નાથ જીરાઉલુ જૈ જુહારુ. ૧

ઈસિઉં છંદિ આનંદિસિઉં દીસ-રાતિઇં,
પઢઇ એકભાવિઈ ભુજંગપ્રયાતિઇં,
મહા દુઃખ સંસારનાં પાપ છૂટઉ,
ઈસિઉં સત્ય જાણી કહઇ જયોતિ-ખૂટ [ઉ]. ૧૧"

[ ૯ ]

પાર્શ્વનાથ-વિવાહલઉ ( કવિત્ત )—

આદિ—" કુસલ--કમલ-વણ--વિમલ-દિવાયર !

અઈસય ગુણસય ગુરુ રયણાયર !
સાયર સમરવિ સામિ ગાઈસુ
જીરાઉલિ-સિણગારણ પાસ જિણેસર
તિહુયણ--દુરિય--નિવારણ નામ. ૧

અંત—ઈય સિરિજીરાઉલિ-સિણગારો,

બહુરૂપિહિં જાગતઉ જગિ સારો; બહુભવ-રણતારો;
વિજયંથુણિઉ પ્રભુ પાસ જિણિંદો, નંદઉ કલિહિ કલપતરુકંદો,
વંછિય-ફલ-દાતારો. ૩૨ "

[ ૧૦ ]

"સુહાવણા સામલ ધીર દેવ ! મઇં આજુ લાધી તુજ્ઝુ પાય-સેવ;
પ્રજા-તણા પીહર પાર્શ્વનાથ ! હઉં વીનવઉં જોડિઉ બેઉ હાથ. ૧

સામી! સલૂણા તુહુ વંદિ-છોડૂ, તઇ ચોરનઉ ચૂરિઉ ચિત્ત મોડ;
તઉ ઊગતા આંથવતા વિચાલે, પ્રતાપિયઉ જાણિયઇ ઇણિ કાલે. ૨
ગિરિ-સ્થલી ઉવ્વસ તઈં વસાઇ, જીરાવલિ-શ્રી તઈ ઉલ્લસાવી;
તઉ વાહરુ ધાંધક ચોર-ફેરઓ, નિવારિજે મૂ ભવ-ચક્ર-ફેરઓ. ૩
તઈં દેવ! તૂઠઇ હુઇ ભોગ જોગ, દૂરંતરઇ નાસઇ રોગ સોગ;
આપૂત્તરી આવઇ રિદ્ધિ વૃદ્ધિ, સવે ફલઇં લીલઇ બુદ્ધિ સિદ્ધી. ૪
સ્વદેસ દેસંતર સંઘ આવઇ, પ્રભાવના નિતુ નવી કરાવઈ;
શ્રીઅસસેન-ખિતિપાલ-પુત્ત!, ઇસા તુમ્હારા ગરુયા ચરિત્ર. ૫
જો ઓલગઇ તૂં પ્રભુ! આંગિ ફૂલુ, તેહઈ તણઉ કંચણુ કરાઇ;
મૂલુ સિરિ સ્વયં સેસ ભણિ જિ રોપઇ,તે પાપ સંતાપ સગ્ગ(૦વ)લોપઇ.૬
ડાહઉ ઘણઉ બોલિવિ હઉં ન જાણઉ,કિસઉ કિસઉ મહિમા વકખાણઉ?;
લાગી રહિઉ છઉ ચરણે તુમ્હારે, સંસારની ભાવઠિ મૂ નિવારે. ૭
તઉ ઓલગૂની સવિ આસ પૂરઇ, સા કા વિ દેજે મુજઝુ બુદ્ધિ જાચી;
તઉ કૂટ ખેટાઇંત સૂર ચૂરઈ, માથઇ વહઉં તૂ જિમ આણું સાંચી."૮

વિક્રમની ૧૬ મી સદીમાં તપાગચ્છમાં થયેલા વિશાલ-રાજસૂરિ-શિષ્ય સુધાભૂષણના શિષ્ય જિનસૂરે પ્રિયંકરનૃપ-કથા( દે. લા. પૃ. ૯૩ )માં જીરાઉલાનું સ્મરણ ઉપદેશાત્મક પદ્યમાં આદ્ય અક્ષરો દ્વારા કર્યું છે—

"જીભઇ સાચું બોલિજે, રાગ રોસ કરિ દૂરિ;
ઉત્તમસું સંગતિ કરો, લાભઇ સુખ જિમ ભૂરિ."

## વિક્રમની ૧૭ મી સદીમાં.

વિ. સં. ૧૬૩૯ માં રચાયેલા પ્રતિષ્ઠાકલ્પ( સુવિહિત-તપાગચ્છ-સામાચારી-પ્રા. વિ. વડોદરા )ના પ્રારંભમાં—

" श्रीपार्श्वेशो विभाशाली लक्ष्मी–राज्य–जयप्रदः ।
जगद्गुरुर्जयत्येकः जीरापल्लिविभूषणम् ॥ "

*સં. ૧૬૪૬ માં જીરાઉલાગચ્છના હેમરત્નસૂરિ–શિષ્ય કલ્યાણરત્ને મેવાડના રાણા પ્રતાપસિંહના રાજ્યમાં યોગિનીપુરમાં લખેલી એક પ્રતિ ઘોઘા ભં. માં છે.

—જૈન સાહિત્યનો ઇતિહાસ ( મો. દ. દેશાઇ પૃ. ૫૯૦ )

વિ. સં. ૧૬૬૭( ૮ )માં કવિ શાંતિકુશલ—

' જીરાઉલિ હો તું જાગે દેવ ! '

—ગોડીપાર્શ્વનાથ–નામમાલા સ્તવન ગા. ૩

વિક્રમની ૧૭મી સદીના ઉત્તરાર્ધમાં પં. રત્નકુશલ—
'શ્રીજીરાઉલિ નવખંડ પાસ વખાણીઇ રે, નામઈં લીલ વિલાસ;
સંકટ વિકટ ઉપદ્રવ સવિ દૂરિઇં ટલઇ રે, મંગલ–કમલા વાસ.'

પાર્શ્વનાથસંખ્યા–સ્તવન.

—[ પ્રાચીનતીર્થમાલા–સંગ્રહ ભા. ૧, પૃ. ૧૬૯, ૧૯૮ ]

તપાગચ્છમાં થયેલા કવિ હેમવિજયગણિના 'વિજયપ્રશસ્તિ' મહાકાવ્યને છેલ્લા પાંચ સર્ગોથી પૂર્ણ કરનાર ગુણવિજયગણિએ એ કાવ્યની ૧૦હજાર શ્લોક–પ્રમાણ વિસ્તૃત ટીકાનો ઇલાદુર્ગ (ઇડર)માં આરંભ કરી, યો(જો)ધપુરદુર્ગ અને શ્રીમાલમાં કેટલીક રચ્યા પછી શ્રીરોહિણી( સીરોહી )માં વિ. સં. ૧૬૮૮માં પૂર્ણ કરી હતી. એ ટીકા, શ્રેયઃસ્ફૂર્તિવાળી જીરાપલ્લી–પાર્શ્વનાથની મૂર્તિની સમક્ષ પૂર્ણ થઇ હતી–એમ કવિએ તેના અંતમાં

* આ ઉલ્લેખ પૃ. ૪૮ ના અંતમાં વાંચવો.

જણાવ્યું છે.[1] સીરોહીનાં ૧૬ જિનાલયોમાં એક જીરાવલા-પાર્શ્વનાથના મંદિર તરીકે ઓળખાય છે. પં. કાંતિવિજયે રચેલા સીરોહી-ચૈત્ય-પરિપાટી સ્તવનમાં પણ એનું સૂચન છે—

'પાસ આસ પૂરે ભવિ-જનકી, જીરાવલો જગમાંઇ'

જૈન શ્વે. તપાગચ્છના પ્રાતઃકાલના પ્રતિક્રમણમાં પ્રતિદિન સ્મરણ કરાતા 'સકલ-તીર્થ-વન્દન' માં—

'અંતરીક વરકાણો પાસ, જીરાઉલો ને થંભણ પાસ'

ખરતરગચ્છમાં થયેલા કવિ સમયસુન્દર, તીર્થમાલા-સ્તવનમાં—

'અંતરિક અઝાહરો અમીઝરો રે, જીરાઉલો જગનાથ;
તીરથ તે નમું રે.'

---

## વિક્રમની ૧૮ મી સદીમાં.

વિ. સં. ૧૭૨૧ માં પં. મેઘવિજય, પાર્શ્વનાથ-નામ-માલામાં—[ ગા. ૧૪ પ્રા. તી. સં. ભા. ૧, ૧૫૦ ]—

'જીરાઉલિ જયકરૂ એ'

વિ. સં. ૧૭૪૬ માં શીલવિજય, તીર્થમાલામાં—[ ગા. ૫૧-૫૨ પ્રા. તી. સં. ૧, પૃ. ૧૦૫ ]—

" ગિરિ(આબૂ) ભેટી પાજિ ઉતર્યા, ગામ હણાદ્રામાંહિ સંચર્યા;
પુન્યિ પેખ્યા પારસનાથ, સુર નર સેવિ જોડી હાથ.
જીરાઉલિ દાદો દીપતો, તેજિ ત્રિભુવન રવિ જીપતો."

---

[1] " श्रेयःस्फूर्तैर्यस्य मूर्तेः पुरस्तादेषा टीका पूरिता दूरिताऽऽपत् ।
भूयात् सोऽयं सद्गुणश्रेणिसिद्धयै जीरापल्लीपार्श्वनाथः प्रसिद्धयै ॥"
—य. वि. ग्रं.

વિક્રમની ૧૮ મી સદીના પૂર્વાર્ધમાં, પં. કલ્યાણસાગર, પાર્શ્વનાથ-ચૈત્યપરિપાટિમાં—[ ગા. પ્રાચીનતીર્થમાલાસંગ્રહ ભા. ૧, ૭૦ ]—

'જીરાઉલિ જગમેં જાગતો'

વિ. સં. ૧૭૫૫ માં કવિ જ્ઞાન(સહજ)વિમલ, તીર્થમાલામાં—( ઢાળ ૬, ગા. ૫૧. પ્રાચીનતીર્થમાલા-સંગ્રહ ભા. ૧ પૃ. ૧૩૮ ય. વિ. ગ્રં. )—

" શ્રીજીરાઉલિ પાસ પ્રસિદ્ધ, વિવિધ ચૈત્ય-યાત્રા તિહાં કીધ;
દેહરાં તિહાં ઉત્તંગ ઈગ્યાર, ભેટી કીધ સફલ અવતાર. "

---

## વિક્રમની ૧૯ મી સદીમાં.

વિ. સં. ૧૮૫૧ માં આષાઢ શુદિ ૧૫, રૂા. ૩૦,૧૧૧ ખર્ચી જીરાવલ-પાર્શ્વનાથજી( ચૈત્ય )નો જીર્ણોદ્ધાર કરાવ્યાનો ઉલ્લેખ [ પૂ. નાહર-જૈનલેખસંગ્રહમાં ખં. ૧, લે. ૯૭૯ ] મળે છે.

## વિ. સં. ૧૮૯૨ માં જેસલમેરના શ્રીમાન્ બાફણાનો સંઘ જીરાવલામાં.

વિ. સં. ૧૮૯૧ માં આષાઢ શુ. ૫ જેસલમેર નગરમાં મહારાવલ ગજસિંઘજી રાણાવતજી રૂપજી બાપજીના રાજ્યમાં બૃહત્ખરતરગચ્છના ભ. જિનમહેન્દ્રસૂરિનો ઉપદેશ થતાં બાફણા ગોત્રવાળા ઓસવાળ રાજમાન્ય શ્રીમાન્ શેઠ ગુમાનચંદજીએ પાંચ પુત્રો અને અન્ય પૌત્રાદિ કુટુંબ-પરિવાર સાથે મોટા આડંબરપૂર્વક રાજવંશી ઠાઠથી સિદ્ધાચલજીનો સંઘ કાઢ્યો

હતો. જેમાં ૨૩ લાખ રૂપીઆનો ખર્ચ થયો હતો. તે સમયે તેમણે બીજાં અનેક સત્કર્તવ્યો કર્યાં હતાં. પંચતીર્થી, બંભણવાડ, આબૂ, જીરાવલા, તારંગા, સંખેસર, પંચાસર, ગિરનારજી વગેરે અનેક તીર્થોની પણ યાત્રા કરી હતી. તે સંબંધી વિ. સં. ૧૮૯૬ જેઠ શુ. ૨ નો મારવાડી-ભાષામાં વિસ્તૃત શિલાલેખ જેસલમેર પાસેના અમરસાગરમાં તેમના કરાવેલા જિન-મંદિરમાં વિદ્યમાન છે; તેમાંથી જાણવા લાયક વિસ્તૃત ઈતિહાસ મળી આવે છે.[1]

---

[1] શ્રીમંત ગાયકવાડ સરકાર તરફથી જેસલમેરના કિલ્લાના જૈન-ભંડારનું નિરીક્ષણ કરવા સ્વ. **ચીમનલાલ ડાહ્યાભાઇ દલાલ** સન્ ૧૯૧૬માં ગયા, ત્યારે તેમણે ત્યાંના ઉપર્યુક્ત શિલાલેખની પણ નકલ લીધી હતી, જેના આધારે સાક્ષર જિનવિજયજીએ 'જૈનસાહિત્ય સંશોધક' (ત્રિમાસિકના પ્રથમ ખંડના પૃ. ૧૦૮-૧૧૧)માં 'જેસલ-મેરકે પટવોંકે સંઘકા વર્ણન' લેખ પ્રકાશિત કર્યો હતો. જેસલમેર-ભાંડાગારીયગ્રંથ-સૂચીના સંપાદન-સમયે તે લેખ ન મળતાં પરિશિષ્ટમાં બીજા શિલાલેખો સાથે તે લેખને અમ્હે ત્યાં પ્રકાશિત કરાવી શક્યા ન હતા. ત્યાર પછી તે ૬૬ પંક્તિનો ઐ. મહત્ત્વવાળો એ લેખ સ્વ. બાબૂ પૂરણચંદજી નાહરના જૈનલેખસંગ્રહ (તૃતીય ખંડ જૈસલમેર-પૃ. ૧૪૩ થી ૧૫૦)માં થોડી અશુદ્ધિ સાથે વિ. સં. ૧૯૮૫માં પ્રકાશિત થઇ ગયેલ છે. વિ. સં. ૧૯૮૩ના માર્ગશીર્ષમાં ભાવનગરી ફોટોગ્રાફર શા. મગનલાલ હરજીવનદાસ સાથે અમ્હે જેસલમેર, લોદ્રવા, અમરસાગરનાં એ શિલાલેખ-દર્શન સાથે મનોહર જિન-મંદિરોનાં દર્શન કરી અપૂર્વ આનંદ પ્રાપ્ત કર્યો હતો.

[ ૨ ]

## ચૌહાણો સાથે શ્વે. જૈનોનો ઇતિહાસ.

**શાકંભરીશ્વરો પૃથ્વીરાજ (૧)**

વિક્રમની ૧૨ મી સદીમાં હર્ષપુરીયગચ્છમાં પ્રભાવક સમર્થ ગુણ-નિધિ જૈનાચાર્યો થઇ ગયા. તેમાં જયસિંહસૂરિ મુખ્ય હતા, જેઓ શાકંભરી મંડલ( સાંભર-પ્રદેશ)માં સુપ્રસિદ્ધ હતા. તેમના સુશિષ્ય રાજમાન્ય અભયદેવસૂરિએ ઉપશમની પ્રધાનતાથી સુગ( ? મ )રાઓનું પણ મન હર્યું હતું. એમનો કેટલોક પરિચય મેં ' સિદ્ધરાજ અને જૈનો " નામની વિસ્તૃત લેખ-માલા 'જૈન' પત્ર(સન્‌૧૯૨૬-૨૭)માં આપ્યો છે અને તેમના સંબંધમાં પ્રમાણભૂત પ્રશસ્તિયો 'पत्तनस्थप्राच्यजैन-भाण्डागारीय-ग्रन्थसूची' ( ગા. ઓ. સિ. નં. ૭૬, પૃ. ૩૧૧, ૩૧૪ )માં દર્શાવી છે. નિઃસ્પૃહ નિર્ગ્રન્થ એ સંત મહાત્માએ જૈન-શાસનની ઉન્નતિનાં અનેક સત્કર્તવ્યો કર્યાં-કરાવ્યાં હતાં. તેમાં (૧) ગોપગિરિ( ગવાલિયર )ના શિખર પરના મહાવીર-જિનના મંદિરનું દ્વાર, કોઇ રાજ-શાસનના કારણે રાજ્યાધિકારીઓએ લાંબા વખતથી બંધ કર્યું-અટકાવ્યું હતું, તે ત્યાં જઇને ભુવનપાલ રાજાને કહીને-અતિશય પ્રયત્ને તેમણે ખુલ્લું કરાવ્યું હતું. (૨) વરણુગના પુત્ર સંતૂય સચિવને કહીને ભરુયચ્છ( ભરુચ )માં સમલિકાવિહાર પર સોનાના કળશો ચડાવરાવ્યા હતા. (૩) જયસિંહ રાજા( સિદ્ધરાજ )ને કહીને તેના સકળ દેશ(ગુજરાત વગેરે)માં પજ્જોસણ વગેરે તિથિયોમાં અમારિ-અહિંસા કરાવી હતી. આ જ પૂજ્ય મહાત્માના

સંદેશ-લેખથી સાંભર-શાકંભરીના રાજા પૃથ્વીરાજે રણ-થંભોરના જિન-મંદિર પર સોનાના કળશો ચડાવ્યા હતા.[1]

**અર્ણોરાજ**

વિ. સં. ૧૨૧૧માં અજમેરમાં સ્વર્ગવાસી થયેલા ખરતર-ગચ્છના સુપ્રસિદ્ધ જિનદત્તસૂરિએ નાગ-પુર( નાગોર )થી અજમેર તરફ વિહાર કરતાં અર્ણોરાજને આમંત્રી આશીર્વાદ આપ્યો હતો અને શ્રાવકો દ્વારા વિજ્ઞપ્તિ કરાવી જૈનમંદિરાદિ ધર્મસ્થાનો અને શ્રાવકોના નિવાસ માટે યોગ્ય ભૂમિ મેળવવામાં અનુકૂળતા કરી આપી હતી; જેથી શત્રુંજય, ગિરનાર અને સ્તંભનતીર્થનાં સ્મારક ૩ જૈનમંદિરો થઇ શક્યાં હતાં-આ સંબંધમાં વિ. સં. ૧૨૯૫માં પં. સુમતિગણિએ ગણધરસાર્ધ-શતક-બૃહદ્‌વૃત્તિમાં ઉલ્લેખ કર્યો છે, જે અમ્હે અપભ્રંશકાવ્ય-ત્રયી( ગા. ઓ. સિ. ૩૭ )ની ભૂમિકા( પૃ. ૪૬ )માં દર્શાવેલ છે.

વિ. સં. ૧૧૯૮ માં અર્ણોરાજના રાજ્ય-સમયમાં લખાયેલ આવશ્યક-નિર્યુક્તિ( તાડપત્ર પુસ્તિકા )નો ઉલ્લેખ અમ્હે પાટણ ગ્રંથ-સૂચી( ભા. ૧, પૃ. ૧૩૦ )માં દર્શાવ્યો છે.

---

૧. વિ. સં. ૧૧૯૧માં વિજયસિંહસૂરિ—

" यस्य सन्देशकेनापि पृथ्वीराजेन भूभुजा ।
रणस्तम्भपुरे न्यस्तः स्वर्णकुम्भो जिनालये ॥ "

—ધર્મોપદેશમાલા-વિવૃતિ-પ્રશસ્તિ શ્લો. ૯ ( પાટણ-કૅ. પૃ. ૩૧૨ )

વિ. સં. ૧૧૯૩માં શ્રીચંદ્રસૂરિ—

" पुहईराएण सयंभरी-नरिन्देण जस्स लेहेण ।
रणखंभउर-जिणहरे चडाविया कणयकलसा ॥ "

—પ્રા. મુનિસુવ્રતચરિત્ર-પ્રશસ્તિ ગા. ૧૦૪ ( પાટણ-કૅટલૉગ ગા. ઓ. સિ. ૭૬, પૃ. ૩૧૬ )

ગૂર્જરેશ્વર કુમારપાલ સાથેના રણ-સંગ્રામમાં પરાસ્ત થતાં આ જ શાકંભરીશ્વર આન્ન-અર્ણોરાજે વિજય-લક્ષ્મી જેવી પોતાની જલ્હણા કન્યાને કુમારપાલ સાથે પરણાવી સંધિ કરી હતી. ( વિશેષ માટે જૂઓ શ્રીહેમચંદ્રાચાર્યનું સં. દ્વયાશ્રય મહાકાવ્ય સર્ગ ૧૬ થી ૧૯ ). પ્રૌઢપ્રતાપ મહારાજા કુમારપાલ, આ યશસ્વી વિજયથી 'નિજભુજવિક્રમરણાંગણવિનિર્જિત-શાકંભરીભૂપાલ' બિરૂદદ્વારા પ્રખ્યાત થયેલ છે.

## ધર્મઘોષ(ધર્મ)સૂરિ અને ૩ શાકંભરીશ્વરો
## (૧ અજયરાજ, ૨ અર્ણોરાજ અને ૩ વિગ્રહરાજ.)

વિક્રમની બારમી સદીના ઉત્તરાર્ધમાં ધર્મઘોષસૂરિ નામના એક સમર્થ પ્રભાવક રાજમાન્ય ઉચ્ચકોટિના વિદ્વાન્ આચાર્ય થઇ ગયા, જેમને ધર્મસૂરિ નામથી પણ વિદ્વાનોએ ઓળખાવ્યા છે. પાટણના જૈનભંડારોમાં તેમના સંબંધમાં સં. પ્રા. અપભ્રંશ ભાષામાં કેટલીક પ્રશસ્તિ-સ્તુતિ-સ્તોત્રાદિ કૃતિયો મળી આવી છે, જે ઐતિહાસિક દૃષ્ટિએ બહુ મહત્ત્વની હોઇ પાટણના ડિ. કૅટલૅાગમાં અમ્હે સવિસ્તર દર્શાવી છે. આ આચાર્ય, રાજગચ્છના શીલભદ્રસૂરિના શિષ્ય હતા, અને તેમના પરિવારમાં શ્રેષ્ઠ વિદ્વાનો, કવિઓ, ગ્રંથકારો અને વ્યાખ્યાતા આચાર્યો થયા જણાય છે. જેમાંના કેટલાકના ગ્રંથો પણ ત્યાં સૂચવ્યા છે. વિ. સં. ૧૧૮૬માં માગશર ૫ સોમે આ આચાર્ય પાસે ધંધલ નામના શ્રદ્ધાળુ શ્રાવકે ગૃહિ-ધર્મ( શ્રાવક-ધર્મ ) સ્વીકાર્યો હતો, તેના પરિગ્રહ-પ્રમાણને સૂચવતો તે જ સમયમાં પ્રાકૃતભાષામાં રચાયેલો અને લખાયેલો એક ગ્રંથ વિદ્યમાન છે ( જૂઓ પાટણ કૅટ. વૉ. ૧, પૃ. ૩૯૨ ).

ફલવર્ધિ-પાર્શ્વનાથ અને જીરાવલા-પાર્શ્વનાથનો પ્રાદુર્ભાવ તથા પ્રતિષ્ઠા-પ્રસંગનો સમય વિ. સં. ૧૧૮૧-૯૧ વાસ્તવિક હોય તો તે કલ્પ-પ્રબંધમાં મુખ્ય કાર્યકર્તા તરીકે સૂચવાયેલ શ્રીમાન્ શ્રાવક આ જ હોવો જોઇએ.

રવિપ્રભસૂરિ નામના એક સમકાલીન કવિએ (ભક્ત શિષ્યે) આ આચાર્યની પ્રશસ્તિરૂપ પ્રશસ્ત સ્તુતિ ૩૩ કાવ્યો દ્વારા રચી છે, જે અમ્હે ત્યાં( પૃ. ૩૬૬ થી ૩૭૦ ) દર્શાવેલ છે. એ ઉપરથી વિદ્વાનો જાણી શકે તેમ છે કે-એ ધર્મસૂરિની વાણીનો લાભ શાકંભરીના સદ્ગુણી રાજાઓએ સારી રીતે લીધો હતો, અને એમની અમૃત-રસમય વાણીનું પાન કરી હર્ષિત થયેલા શાકંભરીન્દ્રોએ એ આચાર્યની અદ્વિતીય ગુણી તરીકે વારંવાર સ્તુતિ કરી હતી.[1]

"શ્રોતા અજયેન્દ્ર( અજયમેર વસાવનાર ? )ની સમક્ષ વિદ્વાનોની સભામાં આ ધર્મસૂરિદ્વારા થતી સાંખ્યશાસ્ત્રની મધુર વ્યાખ્યાઓમાં સૂક્તિઓ ઉચ્ચરાતી હતી, ત્યારે તે રાજા હર્ષથી માથું ધુણાવતો હતો. અજય રાજાની પર્ષદામાં વચસ્વી આ ધર્મસૂરિની ગદ્ય-ગોદાવરીની લહરીઓ ચોતરફ ઉછળવા લાગી, ત્યારે તેમાં મગ્ન થયેલો દિગંબરોનો અગ્રેસર [ વિદ્વાન્ વાદી ] ગુણચંદ્ર 'હું કોણ છું ?' 'આ સ્થાન કયું છે ?'

---

[1] " ×× क्रीडन्त्यो हृदयाङ्गणे गुणवतां **शाकम्भरीभूभुजां**
जीयासुः सुचिरं गिरो भगवतः श्री**धर्मसूरि**प्रभोः ॥ ६ ॥ "

×× पीत्वा **शाकम्भरीन्द्रै**रमृतरसमुचां वाचमुच्चैरुदञ्चद्-
रोमाञ्चैरीदगन्यः क्वचिदपि न गुणीत्यन्वहं तुष्टुवे यः ॥ २३ ॥

'અહિં શું પ્રસ્તુત છે?' એમાંનું કંઇ પણ વિચારી-સમજી શકયો ન [1]હતો.

એ સૂરિએ **અર્ણોરાજ** રાજાની સભામાં, વિદ્વાનોની સમક્ષ દિગંબર વાદી પર અસાધારણ જય-લક્ષ્મી પ્રાપ્ત કરી હતી.[2] આગમિક વસ્તુવિચાર-સારના વિવરણકાર યશોભદ્રસૂરિએ પણ એને અનુસરતી પ્રશસ્તિ ઉચ્ચારી છે (વિશેષ માટે જૂઓ-પાટણગ્રંથ-સૂચી ભા. ૧, પૃ. ૩૯૫-૬).

**વિગ્રહરાજે** આ ધર્મસૂરિની વિદ્વત્તાની અને ચારિત્રની ઘણી પ્રશંસા કરી હતી કે-'પૃથ્વીમાં આવો વિચક્ષણ બીજો કોણ છે?' ધર્મસૂરિ સ્તુત્ય કેમ ન ગણાય? કે જેમના ઉપદેશથી **વિગ્રહરાજે** પોતાના નગરમાં જલ્દી **જૈનવિહાર** (જિન-મંદિર) કરાવ્યું હતું, અને જેમના વચનથી મોટા બિંબની પ્રતિષ્ઠા-વિધિ કરી હતી, તથા **પોતાની ભૂમિમાં એકાદશી**

---

१ " श्रोता **यस्याजयेन्द्रः** सदसि तिलकिते कोविदानां घटाभिः
 **साङ्ख्य**-व्याख्यासु सूक्तीर्मधुमधुरसाः स्वैरमासाद्य सद्यः ।
घूर्णन्मौलिप्रवेल्लत्प्रविकचकुसुमोत्तंसलोलालिजाल-
 व्याजान्नीलातपत्रं स्वयमधृत समस्तस्य को **धर्मसूरेः** ? ॥ २५ ॥
नन्द्यादाचन्द्रमिन्द्रः स जगति गुणिनां **धर्मसूरि**र्वचस्वी
 यस्योद्यद्**गद्य**-गोदालहरिषु परितः प्लावयन्तीषु मग्नः ।
कोऽहं? किं स्थानमेतत्?, प्रकृतमिह किमित्यादि नामंस्त किञ्चिद्
 **दिग्वासःशेखरोऽसावजयनरपतेः** पर्षदि श्री**गुणेन्दुः** ॥ २६ ॥

२ " **अर्णोराज**महीपतेरधिसभं पश्यत्यशेषं जग-
 त्यस्तित्वाखिलशास्त्रविन्मलयजैगकल्पितं **दिक्पटम्** ।
आयान्त्या जयसम्पदा प्रकटितः सौभाग्य-भाग्योदयो
 यस्यानन्यसमः चिरं स जयति श्री**धर्मसूरि**प्रभुः ॥ २७ ॥ "

તિથિએ વધ નિવાર્યો હતો. "હાથ ઉંચો કરીને હું કહું છું કે-'ધર્મસૂરિનાં વચનોનું આ અનુપમ આદેયત્વ છે કે, એમના વચનથી વિગ્રહરાજે સ્વયં (પોતે-જાતે) એ ઉપર્યુક્ત જૈનમંદિર રાજ-વિહાર ઉપર દંડ, કલશ ચડાવવાના અને પ્રતિષ્ઠાના દિવસે અરિસીહ અને માલવ-મહીન્દ્ર( રાજા ) સાથે ધ્વજાઓ લગાડી હતી.[૧] "

વિ. સં. ૧૨૧૨ માં ચૈત્ર શુ. ૧૩ ગુરુવારે, અજયમેરુ દુર્ગમાં મહારાજા વિગ્રહરાજના વિજયવંત રાજ્યમાં લખાયેલી ઉપદેશપદ-ટીકા( વિ. સં. ૧૦૫૫ માં વર્ધમાનસૂરિએ રચેલી)ની તાડપત્રીય પોથી જેસલમેર કિલ્લાના જૈનભંડારમાં વિદ્યમાન છે.
[ જૂઓ-જેસલમેર ભાં. ગ્રંથ-સૂચી ગા. ઓ. સિ. પૃ. ૭]

પર્યુષણાકલ્પ-ટિપ્પન રચનાર પૃથ્વીચંદ્રસૂરિ આ ધર્મઘોષસૂરિના પ્રશિષ્ય હતા, તેમણે તેના અંતમાં

---

૧ " एकोऽस्मिन् भुवनत्रये विजयते श्रीधर्मसूरिर्गिरां
व्युत्पत्तिर्न शमस्य यस्य च शतं स विग्रहक्ष्मापतिः ।
ईदृक् कोऽस्ति विचक्षणः क्षितितलेऽत्रेत्यूचिवान्नापरं
वक्त्रेण स्तवनोच्छलद्भुजलताऽलङ्कारनादैरपि ॥ २८ ॥
स्तुल्यः कस्मिन् न धर्मसूरिसुगुरुर्यस्योपदेशात् पुरे
स्वस्मिन् कारयति स्म विग्रहनृपो जैनं विहारं द्रुतम् ।
यस्मिंस्तस्य गिरा चकार च गुरुबिम्ब-प्रतिष्ठा[ विधिं ]
भूयोऽप्यस्य गिरा निवारितवधामेकादशीं स्वक्षितौ ॥ २९ ॥
ऊर्ध्वीकृत्य भुजं वदाम्यनुपमं श्रीधर्मसूरेर्गिरा-
मादेयत्वमसौ यदस्य वचसा श्रीविग्रहेशः स्वयम् ।
यस्मिन् राज-विहार-दण्ड-कलशारोप-प्रतिष्ठादिने
सार्धं श्रीअरिसीह-मालवमहीन्द्राभ्यां ध्वजे लग्नवान् ॥३०॥"

પણ ધર્મઘોષસૂરિને વાદીઓના મદના હરનાર તરીકે, ષટ્તર્ક (દર્શનશાસ્ત્ર)રૂપી કમળોને ખીલવવામાં સૂર્ય જેવા તથા શાકંભરીના રાજાઓને બોધ કરનારા તરીકે ઓળખાવ્યા છે.[1]

વિ. સં. ૧૩૭૮ વર્ષમાં જેઠ શુ. ૯ સોમવારે, આબૂ ઉપર વિમલ-વસહી જૈનમંદિરના ઉદ્ધાર-પ્રસંગે અનેક જૈનમૂર્તિયોની પ્રતિષ્ઠા કરનાર, ત્યાંના પ્રતિમા-લેખ, શિલાલેખ આદિમાં સૂચવાયેલ જ્ઞાનચંદ્રસૂરિ ગુરુ એ આ સુપ્રસિદ્ધ ધર્મસૂરિની પટ્ટ-પરંપરા(ધર્મઘોષગણ)માં થયેલા આનંદસૂરિ-શિષ્ય અમરપ્રભ-સૂરિ(જેમના ઉપદેશથી ઊકેશવંશી સૂરાણા હરિપાલ વગેરેએ વિ. સં. ૧૩૩૫માં અને વિ. સં. ૧૩૪૪માં કલ્પસૂત્ર તથા કાલકાચાર્ય-કથાની પુસ્તિકાઓ લખાવી હતી. જેની પ્રશસ્તિમાં પણ દુર્વાદી-ઓના ગર્વ હરનાર, વિગ્રહરાજ-પ્રતિબોધક તરીકે ધર્મસૂરિનું સ્મરણ છે. વિશેષ માટે જૂઓ-પાટણગ્રંથ-સૂચી ગા. ઓ. સિ. ૧, પૃ. ૩૬-૩૭; ૩૭૯)ના પટ્ટધર હતા. ધર્મસૂરિનો સંક્ષિપ્ત પરિચય ત્યાં એક પદ્યમાં આપેલો છે—

" वादिचन्द्रगुणचन्द्रविजेता भूपतित्रयविबोधविधाता ।
धर्म्मसूरिरिति नाम पुराऽऽसीत् विश्वविश्वविदितो मुनिराजः ॥"

—આબૂ-વિમલ-વસહી-પ્રશસ્તિશિલાલેખ શ્લો. ૩૯.

ભાવાર્થ:-વાદીઓમાં ચંદ્ર જેવા ગુણચંદ્ર પર વિજય

---

[1] " अभवद् वादिमदहरः षट्तर्काम्भोजबोधनदिनेशः ।
श्रीधर्मघोषसूरिर्बोधितशाकम्भरीभूपः ॥ "

-વિશેષ માટે જૂઓ-પાટણ જૈનભં. કૅટલૉગ (વૉ. ૧, પૃ. ૩૭ ગા. ઓ. સિ. નં. ૭૬)

મેળવનાર, ત્રણ રાજાઓને વિશિષ્ટ બોધ કરનાર, સમસ્ત વિશ્વમાં વિખ્યાત 'ધર્મસૂરિ' એ નામના મુનિરાજ પહેલાં થઈ ગયા.

આ શિલાલેખનો અંગ્રેજીમાં પરિચય કરાવતાં પ્રો. કીલહોર્ને એપીગ્રાફીઆ ઇંડિકા (વૉ. ૧૦, પૃ. ૧૪૮)માં અને તેનાં ભાષાંતર અને નકલ કરનારાઓએ વાદિચંદ્ર અને ગુણચંદ્ર એ બે વ્યક્તિયોના વિજેતા—એવો અર્થ સૂચવ્યો છે, તે પ્રામાણિક જણાતો નથી. વાસ્તવિક રીતે વાદિ-ચંદ્ર એ [1]ગુણચંદ્રનું વિશેષણ જણાય છે. વાદિચંદ્ર નામની કોઈ વ્યક્તિ ઉપર આ ધર્મસૂરિએ વિજય મેળવ્યાનું હજી સુધી જાણવામાં આવ્યું નથી. 'वसु-वेद-[र]साब्जाङ्के' જ્ઞાનસૂર્યોદય નાટક રચનાર વાદિચંદ્ર, એ પછીની સદીમાં થયા જણાય છે.

પ્રો. કીલહોર્ન ત્રણ રાજાઓમાંથી શાકંભરીના રાજા વિગ્રહરાજનું નામ અન્યાન્ય સાધનોથી સૂચવી શક્યા હતા,

---

૧ રાજગચ્છમંડન શીલભદ્રસૂરિના પટ્ટ પર પ્રતિષ્ઠિત થયેલા અને મહાવાદી દિગંબર ગુણચંદ્ર પરના વિજયથી પ્રતિષ્ઠા પામેલા ધર્મઘોષસૂરિએ વિ. સં. ૧૧૮૧ માં ફલવર્ધિ-પાર્શ્વનાથ-ચૈત્ય શિખરની પ્રતિષ્ઠા કરી હતી, પાછળથી સુલતાન સાહબદીણે (શહાબ્-ઉદ્-દીને) તે મૂલ બિંબનો ભંગ કર્યો હતો—એવું સૂચન જિનપ્રભસૂરિએ ફલવર્ધિપાર્શ્વ-કલ્પમાં કર્યું છે—

" **एगारससएसु इक्कासीइ**समहिएसु **विक्कमाइच्चवरिसेसु धम्मघोस**-सूरीहिं पासनाहचेइअसिहरे चउव्विहसंघसमक्खं पइट्ठा कआ । कालंतरेण कलिकालमाहप्पेणं केलिप्पिआ वंतरा हवंति, अथिरचित्ता य त्ति पमायपरव्वसेसु अहिट्ठायगेसु सुरत्ताणसाहबदीणेण भग्गं मूलबिंबं । × × "

પરંતુ જે બે રાજાઓનાં નામો તેઓ જાણી શકયા ન હતા, તે રવિપ્રભસૂરિએ રચેલી આ *ધર્મસૂરિ-સ્તુતિ દ્વારા અહિં સ્પષ્ટ જણાવવામાં આવ્યાં છે. તે ૧ અજયરાજ અને ૨ અર્ણોરાજ સમજવા જોઇએ.

વિક્રમની ૧૨ મી સદીના ઉત્તરાર્ધમાં **શાકંભરી-સપાદલક્ષ** ( સવાયલક્ખ ) દેશની શ્રી-વૃદ્ધિમાં **ધર્કટ-મહામાત્ય ધનદેવ** વંશના શ્રેષ્ઠ શ્રેષ્ઠી **ધનદેવ** નામના મહામાત્ય શ્વેતાંબર શ્રાવકનો ઉચ્ચ હિસ્સો હતો-એવું એ. પ્રમાણોથી જણાય છે. **શાકંભરીના** બાળરાજાઓ જેમના ખોળામાં ખેલ્યા હતા, જેમના બુદ્ધિ-પ્રયોગોથી **શાકંભરીશ્વરો** અસાધારણ અભ્યુન્નતિ પ્રાપ્ત કરી શકયા હતા; જેમના આરાધન માટે પ્રતિદિન આવતા મહાસામંતોના મંડલના ઘોડાઓની ઠઠ, જેમના ઘર-આંગણા આગળ જામતી હતી, અને જેમના વિરોધીઓનાં ઘરો તરફ લક્ષ્મી સ્ખલના પામતી જોવાતી હતી.[1] -તેમના પૌત્ર કવિ **યશશ્ચંદ્રે** ગૂર્જરેશ્વર

---

* વિ. સં. ૧૯૮૨ માં પાટણમાં જૈન-ભંડારોના નિરીક્ષણ-પ્રસંગે આ ઐ. પ્રશસ્તિ તરફ અમ્હારૂં લક્ષ્ય ખેંચાતાં અમ્હે પૂરી ઉતારી લીધી હતી, અને તેને **पत्तनस्थप्राच्यजैनभाण्डागारीयग्रन्थसूची** ( ગા. ઓ. સિ. નં. ૭૬ ) દ્વારા પ્રકાશમાં મૂકાવી હતી.

१ सूत्र०-" अये ! श्री**सपादलक्ष**-लक्ष्मीविलासवलभीमूलस्तम्भायमानदोःकन्दलेऽङ्कपाली-शयालु**शाकम्भरीभूपाल**कराङ्गुलीकिशलयितकूर्चकुन्तले, वरिष्ठश्रेष्ठिसीम्नि **धनदेव**नाम्नि परां बहुमानसम्पदमुद्वहन्त्यमी सभासदः । तत् तत्पौत्रसूत्रितप्रत्यग्रप्रबन्धाभिनयेन चमत्करोम्येतच्चेतांसीति ॥

तैस्तैर्बुद्धिसुधारसव्यतिकरैः **शाकम्भरी-भूभुजो**
येनास्यां भुवि चेतसोऽप्यविषयामभ्युन्नतिं लम्भिताः ।

સિદ્ધરાજની અધ્યક્ષતામાં વિ. સં. ૧૧૮૧માં બનેલી વાદ-ઘટનાને 'મુદ્રિતકુમુદચંદ્ર' નામના પ્રકરણ-રૂપક દ્વારા પ્રરૂપી છે. શ્વે. વાદી દેવસૂરિ દ્વારા અભિમાની દિ. વાદી કુમુદચંદ્ર વાદમાં પરાસ્ત થઈ મુદ્રિત થયાનું તેમાં વિસ્તારથી વર્ણન છે.[1] એ કવિએ ૨ મહાકાવ્યો અને ૪ નાટકો રચ્યાનું તેના ઉપલબ્ધ થતા રાજીમતી-પ્રબોધ નાટકના ઉલ્લેખથી જાણવા મળે છે.[2]

---

स **श्रीधर्कटवंश**-वारिधि-सुधारोचिर्जगद्विश्रुतो
यस्य **श्रीघनदेव** इत्यभिधया ख्यातः पिताऽभूत् पितुः ॥
यस्याराधनबुद्ध्युपागत**महासामन्तचक्रो**ल्लसद्-
वाह्लीकाश्वमुखान्तरालविगलल्लालाजलैः पङ्किला ।
**वेश्म**द्वारवसुन्धरा प्रतिदिनं तावद् बभूवाद्भुतं
तत्कर्णेजपमन्दिरेषु कमला दृ( भ्र ? रु )ष्टा स्खलन्ती पुनः ॥"
—મુદ્રિતકુમુદચંદ્ર પ્રકરણરૂપક ( ય. વિ. ગ્રં. )

૧. આ ઘટનાને સૂચવતાં બન્ને વાદીઓનાં પ્રયાણ વગેરેને સૂચવતાં પ્રાચીન રંગીન ચિત્રો જેસલમેર-ભંડારની વિ. સં. ૧૨૭૪ની તાડપત્ર-પોથી ઉપર લાકડાની પટ્ટીઓ પર આળેખાયેલાં છે, એનો ઉલ્લેખ અમ્હે જે. ભાં. સૂચી( પૃ. ૩૨ )માં કર્યો છે. વિ. સં. ૧૯૮૩ માં અમ્હારે જેસલમેર જવાનું થયું, ત્યારે મ. હ. ફોટોગ્રાફર પાસે પોથીઓના ફોટા સાથે તેના ફોટા લેવરાવ્યા હતા, પરંતુ તેમની પાસે ચિત્રોના ફોટા માટેનું ખાસ સાધન સાથે ન હોવાથી ફોટાઓ બરાબર સ્પષ્ટ આવી શક્યા ન હતા.

૨ "**महाकाव्यद्वन्द्वो**ज्ज्वलमसृणशृङ्गद्युतिमती
क्षरत्काव्य-क्षीरामृतमर**चतुर्नाटक**-कुचा ।
समुन्मीलद्वाक्यामृतललितलाङ्गूललतिका
यदीया दत्ते गौरहह ! कृतिनः कस्य न मुदम् ? ॥"

## પૃથ્વીરાજ ચૌહાણ (૨).

વિ. સં. ૧૨૪૮માં ચાહુયાણ(ચૌહાણ) કુળના પ્રદીપ પૃથ્વી-રાજ નરેન્દ્ર( ૨ ), સહાબદીણ( શહાબ્-ઉદ્-દીન ) દ્વારા મૃત્યુ પામ્યાનું સૂચન જિનપ્રભસૂરિએ વિ. સં. ૧૩૮૯ માં દિલ્લીમાં પૂર્ણ કરેલા તીર્થ-કલ્પ(કન્નાણયનયર-કલ્પ)માં કર્યું છે.[1]

સહાબદીને( શહાબ્-ઉદ્-દીને ) ઉપદ્રવો કરતાં મૂલસ્થાન ( મૂલતાન )માં રાજધાની જમાવી. એ અવસરમાં સુપ્રસિદ્ધ દિલ્લીશ્વર આ ચૌહાણ વીર પૃથ્વીરાજ પાસે ચંદ્રરાજ વગેરે હિંદુ રાજાઓએ વિજ્ઞપ્તિ કરતાં તેણે પ્રતિજ્ઞા કરી હતી કે-'તે તેને મયૂર-બંધથી બાંધી પગે પાડશે.' એ રીતે પ્રતિજ્ઞા પૂર્ણ કરી સાત સાત વાર યુદ્ધમાં જીતી શહાબ્-ઉદ્-દીનને ઉદારતાથી છોડી મૂકનાર શૂરવીર બહાદુર પૃથ્વીરાજ અંતમાં દગાથી પકડાયો હતો. દુર્દૈવથી અકસ્માત્ દિલ્લીને તથા તેની છાવણીને ઘેરી લેતાં, અશ્વપાલને અને વાજાવાળાને ફોડી નખાતાં છેવટે તે પકડાયો હતો! અત્યંત ઉગ્ર રોષવાળા શહાબ્-ઉદ્-દીન પાતશાહે તેને લાવીને [ જીવતો ને જીવતો ] કિલ્લામાં ચણાવી લીધો હતો!!! જે દૃશ્ય જોઇ ન શકાતાં વીરેન્દ્રો લજ્જાથી શરમાઇને જમીન તરફ નજર કરી ગયા હતા,

---

[1] " बारहसयअडयाले( १२४८ )विक्कमाइच्चसंवच्छरे चाहुयाणकुल-पईवे सिरिपुहविरायनरिंदे सुरत्ताणसाहवदीणेण निहणं नीए ... "

—તીર્થકલ્પ( કન્યાનયનીય મહાવીર-પ્રતિમા-કલ્પ ), વિશેષ માટે જૂઓ-' જિનપ્રભસૂરિ અને સુલતાન મહમ્મદ '

સજ્જનો આંસુ-પ્રવાહો દ્વારા શોક દર્શાવી રહ્યા હતા!! ત્યાં રહેલા, રાજાઓમાં તિલક જેવા પૃથ્વીરાજ રાજાએ સ્થિર મનવાળા થઇને શૈવો જેને 'શિવ' તરીકે ઓળખે છે, બૌદ્ધો જેને 'સુગત' કહે છે, અને અર્હન્મતના પ્રાજ્ઞો જેને 'સર્વજ્ઞ' તરીકે જણાવે છે; તે અદ્ભુત જ્ઞાનમય બ્રહ્મનું સ્મરણ કરતાં શાશ્વત શિવ( મૃત્યુ ) પ્રાપ્ત કર્યું હતું."[1]

—વિક્રમની ૧૫મી સદીના તોમર વીરમરાજાના માન્ય કવિ નયચંદ્રસૂરિએ( શ્વે. જૈને ) ૧૪ સર્ગોવાળા વીરાંક હમ્મીર-મહાકાવ્યમાં એ વર્ણન કર્યું છે.

---

૧. " वीरेन्द्रेष्वथ दत्तदृष्टिषु धरापीठे ह्रिया स्राक् सतां
सान्द्राश्रुस्रुतिसिक्तशोकलतिकाकन्देषु वृन्देषु च ।
आनीयैष नृपं तमुग्रतररुद् *दुर्गान्तरेऽचीचयत्
कार्याकार्यविचारणान्ध-बधिरा हा हाऽधमाः सर्वतः!! ॥

शैवा यच्छिवमामनन्ति सुगतं बौद्धा यदाचक्षते
सर्वज्ञं यदुदाहरन्ति नितमामर्हन्मते छेकिलाः ।
तद् ब्रह्माद्भुतचिन्मयं स्थिरमनास्तत्र स्थितोऽसौ स्मरन्
पृथ्वीराजनृपो नृपालितिलको लेभे शिवं शाश्वतम् ॥ "

" काव्यं पूर्वकवेर्न काव्यसदृशं कश्चिद् विधाताऽधुने-
त्युक्ते तोमरवीरमक्षितिपतेः सामाजिकैः संसदि ।
तद्भ्रूचापलकेलिदोलितमनाः शृङ्गार-वीराद्भुतं
चक्रे काव्यमिदं हमीरनृपतेर्नव्यं नयेन्दुः कविः ॥ "

મહાકવિ નયચંદ્રસૂરિના હમ્મીરમહાકાવ્યમાં [સર્ગ ૩, શ્લો. ૭૧-૭૨; સર્ગ ૧૪, શ્લો. ૪૩ સન્ ૧૮૭૯માં પ્ર. ની. જ. કીર્તને સંપાદિત.

* સંપાદકે અંગ્રેજીમાં આનો 'પૃથ્વીરાજને કિલ્લામાં લઇ ગયા' એવો અર્થ કર્યો જણાય છે, તે વાસ્તવિક નથી.]

## જાલોરના ચૌહાણોના રાજ્યમાં.

**સમરસિંહના રાજ્યમાં મંત્રી યશોવીર અને અજયપાલ**

સુપ્રસિદ્ધ વાદી દેવસૂરિના ગચ્છને ઉલ્લાસિત કરનાર સૈદ્ધાન્તિકાગ્રેસર જયપ્રભસૂરિના શિષ્ય કવિ રામભદ્રે( રામે ) વિક્રમની ૧૩ મી સદીના મધ્યભાગમાં રચેલા 'પ્રબુદ્ધરૌહિણેય' નામના પ્રકરણ રૂપક-પ્રબંધમાં સૂચન કર્યું છે કે-પાર્શ્વચંદ્રના કુલમાં સૂર્ય-ચંદ્ર જેવા યશોવીર અને અજયપાલ થઈ ગયા; જેઓ ચાહમાન( ચૌહાણ )રૂપી વિષ્ણુના વક્ષ:સ્થલને શોભાવનાર કૌસ્તુભ જેવા હતા, અસાધારણ ગુણ-ગણથી વિભૂષિત એ બન્ને રાજ-પ્રિય હતા, તે સાથે સર્વ જનોનું સદા હિત કરવામાં ચિત્તવાળા હતા. જૈન-શાસનની સારી રીતે અભ્યુન્નતિ કરવામાં અસાધારણ પ્રયત્નશીલ હતા. અનર્ગલ દાન-વૈભવથી ઉત્પન્ન થયેલી જેમની કીર્તિની સુવાસ દરેક દિશાઓમાં ફેલાયેલી હતી. એ બન્ને રાજમાન્ય સુશ્રાવકોએ કરાવેલ યુગાદિદેવ ( આદીશ્વર )ના ચૈત્ય( મંદિર )માં પ્રવર્તેલ યાત્રોત્સવના પ્રસંગ ઉપર અભિનય કરવા( ભજવવા )માટે ઉપર્યુક્ત રસિક પ્રબંધ રચાયો હતો. જાલોર-સોનગિર ગઢ ઉપરના શિલા-લેખથી જણાય છે કે-ત્યાંના ચાહમાન સમરસિંહ રાજાના આદેશથી વિ. સં. ૧૨૪૨માં ભાં. પાસૂના પુત્ર ભાં. યશોવીરે કુમારપાલ-વિહારનો સમુદ્ધાર કર્યો હતો, તે જ ઉપર્યુક્ત યશોવીર જણાય છે ( વિશેષ માટે જૂઓ-' પ્રબુદ્ધરૌહિણેય ' આ. સભા ભાવનગરથી પ્ર. )

**ઉદયસિંહના મંત્રી ઉદય અને યશોવીર**

વિ. સં. ૧૨૪૫ તથા ૧૨૯૧ માં મંત્રી **યશોવીરે આબૂ** ઉપર **વિમલ-વસહી** અને **લૂણસીહ-વસહી**માં પોતાના પુણ્ય માટે, પિતાના શ્રેય માટે અને માતા( ઉદયશ્રી )ના શ્રેય માટે નમિનાથ, સુમતિનાથ અને પદ્મપ્રભ બિંબ મૂલનાયકવાળી મનોહર તોરણવાળી-શિલ્પ કલામય ૩ દેવકુલિકાઓ કરાવી હતી. ત્યાં ૪ પદ્યોમાં પરિચય આપ્યો છે કે-" મોટા સંડેરક ગચ્છમાં, યશોભદ્રસૂરિ-સંતાનમાં શાંતિસૂરિ બિરાજમાન છે. તેમના ચરણ-કમલમાં ભમર જેવા ઉદય થયા, જેમણે ધન-સમૂહનું દાન કર્યું હતું, જેમણે લાખો વિપક્ષોના અગ્રણીઓને હણ્યા હતા, અને જેમણે મોટાં રૈવત( ગિરનાર ) પ્રમુખ તીર્થોના મોટા યાત્રોત્સવો કર્યા હતા.

રાજાઓના હર્ષ માટે દુઃસાધતા (દુઃખે કરીને સાધી શકાય-ન જીતી શકાય તેવા હોઈ ' દુઃસાધ ' એવી અન્વય-સંજ્ઞા-અવટંક )ને ધારણ કરનારા, વિશદ બુદ્ધિવાળા તે ( ધીસચિવ-મંત્રીશ્વર ) એ રીતે ત્રણ પ્રકારના વીરો( દાનવીરો, યુદ્ધવીરો, અને ધર્મવીરો )માં ચૂડામણિ જેવા થઇ ગયા.

તેમનો અંગજ-પુત્ર **કવીંદ્રોનો બંધુ, મંત્રી યશોવીર** એવા નામે પ્રસિદ્ધ છે, સરસ્વતી અને લક્ષ્મી દ્વારા ગુણોથી ઉત્પન્ન થયેલ વિરોધની શાંતિ માટે જાણે જે સમકાલ આશ્રિત થયો છે. સુમતિ, કૃતજ્ઞ, જિનમત-નિપુણ એ મંત્રીએ ઉપર્યુક્ત દેવકુલિકાઓ કરાવી[1] હતી. એવી રીતે આ મંત્રીએ

---

१. " सं. १२४५ वर्षे [ २, ३ स्वस्तिश्रीविक्रमनृपात् संवत् १२९१ वर्षे ]
श्रीषंडेरकगच्छे महति यशोभद्रसूरिसंताने ।
श्रीशांतिसूरिरास्ते तत्पादसरो( चरणांभो )जयुगभृंगः ॥

વિ. સં. ૧૨૮૮માં માતાના શ્રેય માટે આહડી( મારવાડ )માં જૈનમંદિર-મૂર્તિયે કરાવ્યાનું પણ જણાય છે.

મંત્રીશ્વર વસ્તુપાલ અને તેજપાલની યશઃપ્રશસ્તિ રચનાર કવિ જયસિંહસૂરિએ વિ. સં. ૧૨૮૬ લગભગમાં રચેલા હમ્મીરમદ-મર્દન નાટક( અંક ૫ )માં, પ્રતિભા અને પરાક્રમથી હમ્મીર વીરને પરાસ્ત કરી ગુજરાત સાથે સંધિ કરવાની ફરજ પાડ્યા પછી આબૂ તરફથી મહારાણા વીરધવલ સાથે ધોળકામાં થતા પ્રવેશમહોત્સવ-પ્રસંગે એ મંત્રીશ્વરોના મુખથી યશોવીરની શિક્ષા-સલાહની પ્રશંસા ઉચ્ચરાવી છે—

"તેજઃપાલ-આર્ય !(વડિલબંધુ વસ્તુપાલ !) સર્વ કાર્ય-પ્રસંગોમાં જેમ હું આપને પૂછતો તેવી રીતે આપની શિક્ષાથી ઉદયસિંહ( રાજા )ના સચિવ તરીકે ઉદય રચનાર,

---

वितीर्णधनसंचयः क्षतविपक्षलक्षाग्रणीः
( कृतोरुगुरुरैवतप्रमुखतीर्थयात्रोत्सवः । )

दधत् क्षितिभृतां मुदे विशदधीः स दुःसाधता-
मभूदुदयसंज्ञया त्रिविधवीरचूडामणिः ॥
तदंगजन्मास्ति कवींद्रबंधुर्मंत्री यशोवीर इति प्रसिद्धः ।
ब्राह्मी-रमाभ्यां युगपद् गुणोत्थविरोधशांत्यर्थमिवाश्रितो यः ।

१. [ तेन सुमतिना जिनमतनैपुण्यात् कारिता स्वपुण्याय ।
श्रीनमिबिंबाधिष्ठितमध्या सद्देवकुलिकेयं ॥ ४ ॥ ]"

२. [ ............निपुणेन श्रेयसे पितुरकारि ।
श्रीसुमतिनाथबिंबेन संयुता दे............ ]

३. [ ............मातुः श्रेयोर्थं कारिता कृतज्ञेन ।
श्रीपद्मप्रभबिंबालंकृतस.................. ]

ઉદય પામતા યશવાળા, ઉદયના નંદન **યશોવીર**ની સલાહ લેતાં-આપના મુખરૂપી ચંદ્રથી નીકળતા વચનામૃતરસ જેવી તેમની શિક્ષાદ્વારા, વારંવાર રણ-સંગ્રામના પરિશ્રમથી ઉત્પન્ન થતા ઉત્કટ પરિતાપને મેં હંમેશાં દૂર કર્યો હતો.

**વસ્તુપાલ**-વત્સ ! (બંધો !) આપે એ સારૂં કર્યું. અદ્ભુત મતિના નિધિ પિતાજી અશ્વરાજની જ ગંગા જેવી પવિત્ર શિક્ષાએ આપણા ચિત્તને નિર્મળ કર્યું છે; તો પણ કોઇ પણ પ્રકારે મંત્ર( સલાહ-વિચાર ) ઉત્પન્ન થતાં ખરેખર અદ્વિતીય જ્યેષ્ઠ બંધુ મલ્લદેવ જેવા **યશોવીર**થી આપણે કર્તવ્ય જાણીએ[1]"

ગૂર્જરેશ્વર-પુરોહિત સુપ્રસિદ્ધ કવિ **સોમેશ્વરે** મંત્રીશ્વર વસ્તુપાલની કીર્તિકૌમુદી વિસ્તારતાં **ચાહમાન( ચૌહાણ )** રાજાના સદ્ગુણી મંત્રી **યશોવીર**ની ઉચ્ચ કવિત્વશક્તિ, સરસ્વતી, લક્ષ્મીની પ્રસન્નતા અને દાનવીરતાની પ્રશંસા કરી છે—

---

१ " **तेजःपालः**—आर्य ! सर्वकार्यप्रपञ्चेषु युष्मच्छिक्षया युष्मानिव श्रीमदुदयसिंहसाचिव्यरचितोदयमुदयनन्दनमुदयमानयशसं श्री**यशोवीर**मेवा-पृच्छन् भवदास्य-सुधांशु-वाक्-सुधारसेनेव तदीयशिक्षया ।
अहमन्वहमत्यजं मुहुः परितापं कटकक्रमोत्कटम् ॥

**वस्तुपालः**—वत्स ! साधु विहितं भवता—

तातस्यैवाद्भुतमतिनिधेरश्वराजस्य शिक्षा
चेतोऽस्माकं सुरसरिदिव क्षालयामास शुद्धा ।
सूते मन्त्रे कथमपि तथाऽप्येकतो मल्लदेवाद्
बन्धोर्ज्येष्ठादिव ननु **यशोवीर**तो विद्म कृत्यम् ॥"

—હમ્મીરમદમર્દન (ગા. ઓ. સિ. પૃ. ૫૪)

" न माघः श्लाघ्यते कैश्चिन्नाभिनन्दोऽभिनन्द्यते ।
निष्कलः कालिदासोऽपि यशोवीरस्य सन्निधौ ॥

प्रकाश्यते सदा साक्षाद् यशोवीरेण मन्त्रिणा ।
मुखे दन्तद्युता ब्राह्मी करे श्रीः स्वर्णमुद्रया ॥

अर्जितास्ते गुणास्तेन चाहमानेन्द्रमन्त्रिणा ।
विवेरब्धेश्च नन्दिन्यौ यैरनेन नियन्त्रिते ॥

वस्तुपाल-यशोवीरौ सत्यं वाग्देवता-सुतौ ।
एको दानस्वभावोऽभूदुभयोरन्यथा कथम् ? ॥ "

—કીર્તિકૌમુદી ( સર્ગ ૧, શ્લો. ૨૬ થી ૨૯ )

**મહામાત્ય દેવપાલ**

વિક્રમની ૧૩મી સદીના ઉત્તરાર્ધમાં વિદ્યમાન વાયટગચ્છના જિનદત્તસૂરિએ જણાવ્યું છે કે—" ચાહુમાન ( ચાહમાન–ચૌહાણ )વંશરૂપી સાગરની વૃદ્ધિ કરવામાં ચંદ્ર જેવા શ્રીમાન્ ઉદયસિંહ જાવાલિપુર( જાલોર )ના રાજા છે. તેનો વિશ્વાસપાત્ર, કોશ( ખજાના )ની રક્ષા કરવામાં વિચક્ષણ, પ્રજ્ઞા–નંદનવનમાં ચંદન જેવો( પ્રાજ્ઞ ) **મહામાત્ય દેવપાલ** છે; જે સર્વ ધર્મોનો આધાર છે, જ્ઞાનશાલીઓમાં અવધિ જેવો છે, સર્વ પુણ્યોના આસ્થાનરૂપ છે, સર્વ સંપદાઓની ખાણ–સમાન છે. તેનો સ્વીકારેલો પુત્ર **ધનપાલ**, વાયડ અન્વયમાં ઉત્પન્ન થયેલ છે, જે પવિત્ર, બુદ્ધિમાન્ અને વિવેકથી ઉલ્લસતા મનવાળો છે. તેના મનના સંતોષ માટે

જિનદત્તસૂરિએ વિવેકવિલાસ નામનો આ નિર્દોષ ગ્રંથ રચ્યો છે.[1] ”

—આ સિવાય નાડોલ, સીરોહી વગેરેના ચૌહાણો સાથેનો શ્વે. જૈનોનો ઇતિહાસ પણ બહુ ગૌરવભર્યો જણાય છે. તે ઉચિત પ્રસંગે, ઉચિત સ્થાને પ્રકાશમાં લાવવા સામર્થ્ય પ્રાપ્ત થાય-એમ ઇચ્છીએ છીએ. —લા. ભ. ગાંધી.

---

૧. “*चाहुमान्वय-पाथोधि-संवर्धनविधौ विधुः ।
श्रीमानुदयसिंहोऽस्ति श्रीजाबालिपुराधिपः ॥
तस्य विश्वाससदनं कोशरक्षा-विचक्षणः ।
देवपालो महामात्यः प्रज्ञानन्दनचन्दनः ॥
आधारः सर्वधर्माणामवधिर्ज्ञानशालिनाम् ।
आस्थानं सर्वपुण्यानामाकरः सर्वसम्पदाम् ॥
प्रतिपन्नात्मजस्तस्य वायडान्वयसम्भवः ।
धनपालः शुचिर्धीमान् विवेकोल्लासिमानसः ॥
तन्मनस्तोषपोषाय जिनाद्यैर्दत्तसूरिभिः ।
श्रीविवेकविलासाख्यो ग्रन्थोऽयं निर्ममेऽनघः ॥ ”

—વિવેકવિલાસ ( પ્રશસ્તિ શ્લો. ૫ થી ૯ )

[ *પં. દામોદર ગોવિંદાચાર્યના ભાષાન્તર સાથે સં. ૧૯૫૪માં પરી. બાલાભાઇ રાયચંદ તથા પરી. દેવીદાસ છગનલાલ દ્વારા અમદાવાદમાં પ્ર. ત્યાં છપાયેલા પાઠમાં અને અર્થમાં બાહુમા જણાવ્યું છે, તે च, ब નો ભેદ ન સમજી શકવાથી તથા ચાહમાન( ચૌહાણ )ને ન જાણવાથી છપાયું લાગે છે. ]

# પરિશિષ્ટ અભિપ્રાયો.

## ગુજરાતના વીર મંત્રી તેજપાલનો વિજય

( ગોધ્રા, પાવાગઢ અને ચાંપાનેરના અપ્રકટ ઇતિહાસ સાથે ).

લે. પં. લાલચંદ્ર ભગવાન્દાસ ગાંધી.
પ્ર. અભયચંદ ભગવાન્દાસ ગાંધી:
મૂલ્ય ૦-૮-૦ : હેરીસરોડ, ભાવનગર.

[ શ્રીજૈનધર્માભ્યુદય ગ્રંથમાળાના ત્રીજા પુષ્પ તરીકે પ્રકટ થયેલા આ પુસ્તક સંબંધમાં જૈન, જૈનજ્યોતિ, જૈન-યુગ, જૈનધર્મપ્રકાશ, આત્માનંદપ્રકાશ, સમયધર્મ, પ્રજાબંધુ, પુસ્તકાલય, ગુજરાતી, નવગુજરાત, કૌમુદી, સાહિત્યકાર, સુવાસ વગેરે પત્રોના તંત્રી મહાશયોએ અને બીજા પણ કેટલાય સાક્ષર સજ્જનોએ સદ્ભાવભર્યા અભિપ્રાયો પ્રકાશિત કર્યા છે. તેમનો તથા આ પુસ્તકને પુસ્તકાલયો અને શાલા-પુસ્તકાલયો માટે મંજૂર કરવા બદલ વડોદરા-રાજ્યના સુયોગ્ય અધિકારીઓનો અમ્હે આ સ્થળે આભાર માનવો ઉચિત સમજીએ છીએ. ઇતિહાસપ્રેમી ઘણા વિદ્વાન્ મુનિરાજોએ અમ્હને પત્રો દ્વારા અભિપ્રાયો જણાવ્યા હતા; તેમાંના કેટલાક પરિશિષ્ટ તરીકે આ સ્થળે પ્રકાશિત કરવા ઉચિત વિચારીએ છીએ. ]

[ ૧ ]

**અમદાવાદથી મુનિરાજ શ્રીન્યાયવિજયજી** વિ. સં. ૧૯૯૨માં ગૌતમસ્વામિ-કેવલજ્ઞાન-દિવસે જણાવે છે કે—

"**પાવાગઢ અને ચાંપાનેરનો** ઇતિહાસ જે અદ્યાવધિ અંધારામાં જ હતો અને તેમાંય જૈનોનો ત્યાં જે સંબંધ, જે ગૌરવ અને પ્રભુત્વ હતાં તેથી તો જૈનસમાજ નહિ કિન્તુ ગુજરાતના સાક્ષરો સુદ્ધાં અપરિચિત હતા. આ પુસ્તકથી ઘણું જાણવાનું મળે તેમ છે. **આપનો આ ઇતિહાસ શોધવામાં પુષ્કળ પ્રયત્ન છે—એમ પુસ્તકને પાને પાને જોતાં માલુમ પડે છે. આ પુસ્તક માત્ર જૈનોને જ નહિ કિન્તુ ગુજરાતી આલમને ઉપયોગનું છે. આપે ગુજ-રાતના ઇતિહાસનું એક સુવર્ણ પાનું ઉખેળ્યું છે.** તેમાંય તેજપાલની વિજયકથા એ તો સારા ગુજરાતના ગૌરવની મહા-કથા છે. જૈનોમાં કેટલું બળ, તાકાત અને શક્તિ ભર્યાં છે-હતાં; માત્ર વાણીશૂરા કે કલમશૂરા જ જૈનો હતા અને છે એમ જ નહિ, કિન્તુ જૈનો તરવાર અને ભાલાં ચલાવવામાં પણ શૂરવીર છે-હતા એમ આપે બરાબર પૂરવાર કરી આપ્યું છે.

વર્તમાન જૈનસમાજના યુવાનો તેજપાલની આ વિજયકથા વાંચે અને ભૂતકાલીન જૈનવીરનું પ્રભુત્વ, શક્તિ, તાકાત અને અમાપ બળ જોઇ સાચા વીરના ઉપાસક બની જૈનધર્મનું ગૌરવ વધારવા પ્રયત્ન કરે એ જ શુભ ભાવના. એકંદર પુસ્તક સરસ અને રોચક છે. દરેક જૈનને તે વાંચવા યોગ્ય છે. એકલો ઇતિહાસ ભર્યો છે, છતાંય તેને નિરસ કે વાંચવું ન ગમે તેવું

નથી બનવા દીધું એ જ ખૂબી છે. અન્તમાં આપેલી આપની સાહિત્ય-સેવા વાંચી અતીવ આનંદ. ”

[ ૨ ]

**અમદાવાદથી મુનિરાજ દર્શનવિજયજી તા. ૨૯-૧૦-૩૫** ના પત્રમાં જણાવે છે કે—

—“ પુસ્તક જોતાં જ માલુમ પડે છે કે તેમાં તમે ઘણો ઘણો પ્રયત્ન કરી ગુજરાતના વીર નરની મહાકથા એકત્ર કરી છે. ગુજરાતના વીરોમાં તેજપાલનું સ્થાન અનુપમ-અનોખું જ છે. ઘઘુલ જેવા ઉદ્દંડ અને પરાક્રમી રાજવીને રણાંગણમાં સામી છાતીએ લડી જીવતો કેદ પકડવો-એ કેટલું મુશ્કેલ અને કઠિન કાર્ય હતું ? અરે જેની સામે યુદ્ધમાં જવા કોઇ તૈયાર ન થાય, તેની સામે એક જૈનવીર કમ્મર કસે અને યુદ્ધમાં વિજય-માળ વરે એ વાંચી કયા જૈનને હર્ષ, આનંદ અને ગૌરવ નહિ થતાં હોય ?

વિશેષમાં સાથે પાવાગઢ અને ચાંપાનેરનો અપ્રગટ ઇતિહાસ પ્રગટ કરી ત્યાં જૈનોનું પ્રભુત્વ, શ્વેતાંબર જૈનોનાં ગગનચુમ્બી ભવ્ય જિનાલયોનો જે પરિચય આપ્યો છે, તે ખરેખર વાંચવા યોગ્ય છે. ભૂતકાળમાં અને ઠેઠ ઓગણીશમી સદીના પૂર્વાર્ધકાળ સુધીમાં શ્વેતાંબર જૈનો અને જૈનમંદિરોનો જે ઇતિહાસ બહાર પાડ્યો છે-એ માટે તો આપની ઐતિહાસિક દૃષ્ટિને ધન્યવાદ આપવો ઘટે છે.

હરેક જૈન પોતાના પૂર્વજ વિજયી વીરની શૌર્ય-ગાથાને ઉચ્ચારતી મહાકથાને વાંચે અને **પાવાગઢના ભૂલાયેલા ગૌરવને તાજું** કરે અને પુનઃ જૈનસમાજને ગૌરવવંતો અને મહત્તાવાળો બનાવવા માટે અદમ્ય ઉત્સાહથી પ્રયત્નશીલ બને-એ જ શાસન-દેવને પ્રાર્થના."

[ ૩-૪ ]

મુનિરાજ **શ્રીજયંતવિજયજી** તથા સ્વ. મુનિ **હિમાંશુ-વિજયજી ઉદયપુર**(મેવાડ)થી તા. ૩૦-૧૦-૩૫ ના પત્રમાં—

" આ પુસ્તકને લગભગ સંપૂર્ણ રીતે અમે અવધાન-પૂર્વક વાંચ્યું છે. મધ્યકાળમાં જૈનોએ ખાસ કરીને **પોરવાળ** જાતિએ તેજસ્વી નરરત્નો ગુજરાતને આપ્યા છે. તેમાં ચંદ્ર, સુર્યની જેમ દીપતા મહામાત્ય વસ્તુપાલ અને **તેજઃપાલ** છે. અમારા ધારવા પ્રમાણે **તેજઃપાલ** ઉમરમાં નાના હોવા છતાં તેજઃ અને પરાક્રમમાં લક્ષ્મણની જેમ આગળ પડતા હતા. વણિક્-જાતિમાં મહાવીરો ન થાય એવી ભૂલભરેલી-જનતામાં ફેલાએલી કલ્પના, આ પુસ્તકમાં દોરેલા; **તેજઃપાલ**ના ઐતિ-હાસિક વૃત્તાન્તથી જુદી પડે છે. મધ્ય કાળના ત્રણ સૈકા જેટલા ગાળામાં આખાય મહાગુજરાતમાં **તેજપાલ** જેવો યુદ્ધવીર સાહસિક નર શોધ્યો જડતો નથી. × × **પંડિતવર્ય શ્રાવક લાલચંદ્રજી ગાંધીએ પ્રસ્તુત નિબંધ, સંશોધક બુદ્ધિથી તૈયાર કર્યો છે.** ઠેકાણે ઠેકાણે મતાંતરો તથા પુરાવા આપી પુસ્તકના લખાણમાં **મક્કમતા** વધારી છે. **પંડિતજી જૈન-સમાજના વિશિષ્ટ વિદ્વાનો પૈકીના એક વિદ્વાન્ છે. તેઓએ** ગા. ઓ. સી. જેવું ઉત્તમ સાહિત્ય-કેન્દ્ર પ્રાપ્ત કરી

પોતાની વિદ્વત્તા-શક્તિ અને સંશોધન-કળામાં જાણવા જેવી પ્રગતિ કરી છે. એથી અમને બહુ આનંદ થાય છે.

આ પુસ્તકમાં વીરધવલ રાજાના તેજપાળ મંત્રીએ 'ગોધ્રા (ધરા)ના ઉદ્ધત રાજા ઘૂઘુલ ઉપર ચઢાઇ કરી, તેને યુક્તિ અને શક્તિથી પરાસ્ત કરી, બાંધી, પાંજરામાં પૂરી સિંહસેનને ત્યાંનો રાજા બનાવ્યો' એ વિષયનો મુખ્ય ઉલ્લેખ છે. ××

સદરહુ ગ્રંથની પ્રસ્તાવના પણ બહુજ મહત્ત્વની છે. આમાં અંકોટ( હાલનું અકોટા ), પાવાગઢ, ચાંપાનેર અને વટપદ્ર વિષે સારો પ્રકાશ પાડ્યો છે. ખાસ કરીને પાવાગઢ અને ચાંપાનેરમાં કઇ કઇ સદીમાં કોણે કોણે શ્વે. જૈનમંદિરો બંધાવ્યાં, ત્યાં શ્વેતાંબરોનું કેટલું મોટું તીર્થસ્થાન હતું, તે પંડિત લાલચંદ્રજીએ અનેક પૂરાવા સાથે સિદ્ધ કર્યું છે, તે બહુ મહત્ત્વનું છે. વીસમી સદીમાં ( ચાલુ સૈકામાં ) દિગંબરોએ ત્યાં પગ-પેસારો કરી પોતાનું તીર્થ કેવી રીતે બનાવ્યું છે-તે પણ પંડિતજીએ નિર્ભયપણે સ્પષ્ટ કર્યું છે. પ્રસ્તાવના ૪૬ પેજ જેટલી અને ઉપયોગી છે. અમે પં. લાલચંદ્રજીના આ પ્રયત્નની અનુમોદના કરીએ છીએ અને સાચા હૃદયથી ઇચ્છીએ છીએ કે—તેઓ પોતાના ક્ષેત્રમાં આગળ વધી જૈન-સમાજના ચરણે પોતાની કીમતિ સાહિત્ય-કૃતિઓ ધરી પુણ્ય અને યશના ભાગી બને."

[ ૫ ]

શાસન-દાઝ ધરાવનાર ઉત્તમ જાણકાર તીર્થપ્રેમી એક મુનિરાજે સં. ૧૯૯૨ ભાદ્રપદના પત્રમાં જણાવ્યું હતું કે—

"પાવાગઢ તીર્થનો નાશ વડોદરાના વાણિયાના હાથે જ થયો છે. માહરા દેખતાં દેખતાં મૂર્તિઓ ગઢ ઉપરથી ઉઠાવી લાવ્યા ને દિગંબરોને મંદિરનું ખોખું હાથે ઝાલીને સોંપ્યું છે. એ મંદિર તથા આજુબાજુની જમીન અત્યારે લાખોને ખર્ચે પણ ન મળે એટલી જમીનની માલીકી સોંપી દીધી છે! નવાં તીર્થો ઉભાં કરવાં–ને જુનાં તીર્થોનો નાશ કરવો એવું કાર્ય આપણા અજાણ લોકો કરી રહ્યા છે! દિગંબર લોકોએ એ જ આપણા મંદિરમાં હાંડી–ઝુમરો ને કિંમતી તકતાઓ મૂકીને ઝાકઝમાળ કરી મૂક્યું છે. ને એવા રળીઆમણા પહાડ ઉપર પગ મૂકવા જેટલું આપણા લોકોએ રહેવા દીધું નથી. સાઠ હજાર પાલીતાણે ભરવાના માથે લીધા × × છેવટ સાઠ હજાર ચોંટ્યા, હવે ખભા મરડે છે. હવે તીર્થોને સંભારી સંભારીને મુઆ પાછળ રોવા જેવું છે. આપે જે પરિશ્રમ લીધો છે, તે કેટલું સાહિત્ય તપાસ્યું હશે? ત્યારે એ તારવણી કરી હશે—એ તો સુજ્ઞ પુરુષો જ જાણે."

## [ વિશેષ વક્તવ્ય ]

[ આ સ્થળે જણાવવું જોઇએ કે–'તેજપાલના વિજય' ના પ્રાસ્તાવિકમાં મેં જણાવેલા 'પાવાગઢ–ચાંપાનેર સાથે શ્વે. જૈનોનો ઇતિહાસ' નામના પૂર્વોક્ત પ્રકરણે શ્વે. જૈન-સમાજ સિવાય દિગંબર–જૈનસમાજના ઇતિહાસપ્રેમી સાક્ષરોનું પણ ધ્યાન ખેંચ્યું છે. 'ભાસ્કર' પત્ર (ભાગ ૬, કિરણ ૩, પૃ. ૧૪૭–૧૫૦) માં બીકાનેરનિવાસી શ્રીયુત અગરચંદજી

નાહટાનો 'ક્યા પાવાગઢ દિગંબર તીર્થ હૈ?' આવો એક લેખ, ઉપર્યુક્ત પ્રકરણના આધારે હિંદી ભાષામાં પ્રકટ થયો છે; તેના અંત( પૃ. ૧૫૦–૧૫૪ )માં દિ. શ્રીયુત નાથૂરામ પ્રેમીજીએ 'મેરા નિવેદન' પ્રકટ કરાવ્યું છે, તે હાલમાં મ્હારા વાંચવામાં આવ્યું છે. તેમાં મ્હારાં જણાવેલાં સર્વ પ્રમાણોને માન્ય રાખવા છતાં તેઓ આવા શબ્દોમાં અનુમાન ખેંચતાં પાવાગઢ સાથે દિગંબર-સંબંધ જોડે છે કે—

'हमारे तीर्थक्षेत्र' नामक लेखमें यही लिखा गया है कि–वहाँके प्रतिमा–लेखोंसे अथवा और किसी प्राचीन लेखसे पावागढका सिद्धक्षेत्र होना प्रकट नहीं होता। परंतु उसका यह अर्थ नहीं है कि श्वेताम्बर–सम्प्रदायके समान दिगम्बर–सम्प्रदायवाले इसे पहले पूज्य स्थान नहीं मानते थे या उनके प्राचीन मन्दिर वहाँ न रहे होंगे॥"

પ્રાચીન સમયમાં પાવાગઢ પર દિગંબર જૈનમંદિર હોવા સંબંધમાં શ્રીયુત પ્રેમીજી એવી કલ્પનામય વિચિત્ર દલીલ સિવાય બીજું કોઇ પ્રાચીન પ્રમાણ દર્શાવી શક્યા નથી. એમની દલીલ પ્રમાણે તો કદાચ સર્વ દિગંબર તીર્થસ્થાનો પર શ્વેતાંબર જૈનમંદિરો પણ રહ્યાં હશે! જે પ્રાચીન દિ. ૧ પ્રતિમા ભીંતમાં ઉકેરેલી જણાવી તેના આધારે ત્યાં દિ. મંદિર હોવાનું કલ્પે છે, તે પ્રતિમાનો ભેદ તો કોઈ યોગ્ય સમયે પ્રકટ થવા સંભવ છે. બીજો આધાર ન મળતાં ગોધરામાં દિગંબર જૈન-મંદિર હતું, તેનો દાખલો ટાંકે છે; જે દિ. જૈનમંદિરનો ઉલ્લેખ મેં જ ઉપર્યુક્ત 'તેજપાલનો વિજય' પુસ્તકના પ્રાસ્તાવિક( પૃ. ૬ થી ૮ )માં અને અન્યત્ર કરાવ્યો

છે. એ **ઋષભજિનેશ્વર–ચૈત્યગૃહમાં** કવિ **અમરકીર્તિગણિએ** વિ. સં. ૧૨૭૪ માં રચેલા '**છક્કમ્મુવએસો**' નામના ગ્રંથને સંશોધિત કરી ગાયકવાડ ઓ. સિરીઝદ્વારા પ્રકાશિત કરાવવા મ્હારો વર્ષોથી પ્રયત્ન ચાલુ છે. તે ઉલ્લેખના આધારે 'જૈન-સિદ્ધાન્ત ભાસ્કર' ભા. ૨, અંક ૩ જામાં પ્રો. **હીરાલાલજીએ** '**અમરકીર્તિગણિ ઔર ઉનકા ષટ્કર્મોપદેશ**' નામનો લેખ લખ્યો જણાય છે. '**તેજપાળનો વિજય**' પુસ્તક મંગાવી વાંચ્યું જણાવનાર પ્રેમીજીની દૃષ્ટિ કદાચ મ્હારા તે ઉલ્લેખ ઉપર નહિ પડી હોય! એથી ઉપર્યુક્ત માસિકનો લેખ વાંચવા ભલામણ કરી લાગે છે.

શ્રીયુત પ્રેમીજીએ સન્ ૧૯૧૨ ના માર્ચ મહિનાના અંતમાં પાવાગઢની યાત્રા કર્યા પછી, તેનું વિવરણ જૈનહિતૈષી( ભાગ ૯, અંક ૧૨ )માં હિંદીમાં પ્રકાશિત કરેલું–તેમાં તેમને થયેલા ભાસ પ્રમાણે 'ઉક્ત સ્થાન(**પાવાગઢ**) **પર પહેલાં શ્વેતાંબર મંદિર રહ્યાં હશે**' એ વાતને ન છૂપાવ્યા બદલ તેમને પાઠકો ધન્યવાદ આપશે ( જો કે શ્રીજૈન **શ્વે.** કો. તરફથી સં. ૧૯૬૫–સન્ ૧૯૦૯ માં પ્રગટ થયેલ 'જૈન શ્વેતાંબર–ડીરેક્ટરી' (ગુજરાત) ભાગ ૧ અને ૨ ના પૃ. ૩૮૯ માં તથા પૃ. ૩૬૭ માં "ત્યાં **શ્વેતાંબરી મંદિરો** હોવાથી તે **તીર્થ**તરીકે ગણાતું હોવાનો તથા છેવટે ત્યાં જૈન વસ્તી નહીં હોવાથી, વ્યવસ્થા બરાબર નહીં સચવાયાથી, આશાતના બહુ થતી હોવાથી ત્યાંથી મૂળનાયક **ભીડભંજન પાર્શ્વ**નાથની પ્રતિમાને **વડોદરામાં** લાવી દાદા**પાર્શ્વ**નાથના દેહરાસરમાં બિરાજમાન કર્યાનો અને ત્યાંના મંદિરની **શિલિક કપડવંજમાં** જમે હોવાનો" સ્પષ્ટ ઉલ્લેખ કરેલો હતો ). એ નિવેદનમાં ઉદ્ધૃત કરેલા

અંશમાં પ્રેમીજીએ જણાવ્યું છે કે–" પર્વત પર બધાં મળીને ૧૦ જીર્ણ મંદિરો છે, તેમાંથી ત્રણનો તો જીર્ણોદ્ધાર થઇ ગયો છે, અને **એકની મરમ્મત** થઇ ગઇ છે–શિખર બાકી છે. ત્રીજું અથવા ચોથું મંદિર જમણી તરફ ધરાશાયી થઇ રહ્યું છે, તેને મેં અંદર પેસીને જોયું તો માલૂમ પડયું કે × × ઉત્તર તરફની બહારની ભીંત પર જે **ત્રણ મૂર્તિયો છે,** તે **શ્વેતાંબર સંપ્રદાયની** છે, તેમની ભુજાઓમાં બાજૂબંધ અને હાથો પર કંકણ છે, આસનમાં હાથીનું ચિત્ર છે.

એની આગળ એક વિરાટ્ મંદિર ધરાશાયી થઇ રહ્યું છે, એમાં નંદીશ્વર દ્વીપની સમાન ચારે તરફ 卐 **પર જિનાલયો હતાં**–એ જગ્યાએ શેઠ ચુનીલાલ હેમચંદ જરીવાળાએ મંદિર બનાવી વીરનિ. સં. ૨૪૩૭ [ વિ. સં. ૧૯૬૭–સન્ ૧૯૧૧ ] માં પ્રતિષ્ઠા કરાવી છે. આગળ મોટા મંદિરની સામે એક નાનીશી દેહરી છે, જે હાલમાં જ બનેલી છે. એમાં જે ચરણ છે, તેની સ્થાપના સં. ૧૯૬૭ માં થયેલી છે. × × આ મંદિર બહુ વિસ્તારમાં હતું અને પ્રાચીન માલૂમ પડે છે, **મરમ્મત માત્ર વચ્ચેના ભાગની** કરી લીધી છે.

એની પાસે જ **બે મંદિર** બીજાં હતાં, જેમાંથી એકને તો ***મકાન–જેવું** બનાવી લીધું છે–હાલમાં તેમાં પર્વતના મંદિરોની

---

卐 પૃ. ૧૦–૧૨ અને ૧૬ ના કથન સાથે વિચારો.

* ઘણા ખેદની વાત છે કે–જૂના મનોહર શ્વે. જૈનમંદિરને આડી ભીંત ચણી લઇ ઢાંકવા એ રીતે પ્રયત્ન કર્યો હોય–તેમ સૂક્ષ્મ દૃષ્ટિથી જોનાર સુજ્ઞ નિરીક્ષકોને જણાઇ આવે છે.

પૂજા કરનારા **પૂજારી** રહે છે અને **એક** બિલ્કુલ **નામશેષ** છે–દાલાન એમ જ પડેલ છે. મંદિરની પાસે જ તળાવ છે.

અહિંથી **કાલિકાની** ટુંક પર ચડવાનું થાય છે....એનાં પગથીયાંઓમાં જે પત્થરો લગાડવામાં આવ્યા છે, તે પહાડ પરથી જ સંગ્રહ કરેલા છે. આ જોઇને અમને ખેદ થયો કે આ **પગથીયાંઓમાં** મામૂલી (નજીવા) પત્થરા સમજીને **છ–સાત જૈન-મૂર્તિયો** લગાડી દેવાણી છે; આ **મૂર્તિયો** ઘણું કરીને [1]**શ્વેતાંબર સંપ્રદાયની** છે, કેમકે એમાં લંગોટનું ચિહ્ન દેખાઇ આવે છે.

જો કે આ સમયે પર્વત પર કોઇ શ્વેતાંબર મંદિર નથી અને શ્વેતાંબર સંપ્રદાયના યાત્રીઓ પણ અહિં આવતા નથી, તો પણ માલૂમ પડે છે કે–**અહિં પહેલાં શ્વેતાંબર મંદિર જરૂર રહ્યાં હશે અને આ પ્રતિમાઓ તે મંદિરોની જ હશે.** માલૂમ નથી કે–**પાવાગિરિને** શ્વેતાંબર–સંપ્રદાયમાં સિદ્ધ-ક્ષેત્ર માનેલ છે કે નહિ ”

—દિગંબર સાક્ષર શ્રીયુત **નાથૂરામ પ્રેમીજીનું** ‘જૈન હિતૈષી’માંનું ઉપર્યુક્ત વક્તવ્ય, **પાવાગઢ–ચાંપાનેર** સાથે શ્વે. જૈનોનો સપ્રમાણ ઇતિહાસ ‘**તેજપાલનો** વિજય’માં રજુ

---

૧. ‘**बम्बई प्रान्तके प्राचीन जैन स्मारक**’ (વિ. સં. ૧૯૮૨ ઇસ્વી સન્ ૧૯૨૫માં પ્રકટ થયેલ)ના સંગ્રાહક દિ૦ બ્રહ્મચારી **શીતલપ્રસાદજી**, ઉપર્યુક્ત પુસ્તક (પૃ. ૧૬)માં પંચમહાલજિલ્લાનું વર્ણન કરતાં–પાવા-ગઢનો પરિચય કરાવતાં એ મૂર્તિઓને **દિ૦** જૈન પ્રતિમાઓ જણાવે છેઃ—
“ नगारखाना द्वारके भीतर **कालका** माताके मंदिर तक २२६ सीढियां **हैं ( इनमें दि० जैन प्रतिमाएं भी चस्पा है )**, जिनको **महाराज सिंधियाने** बनवायी थीं । **कालका** माताका मंदिर करीब १५० वर्षका है।”

કરતાં સુધી મ્હારા જોવામાં આવ્યું ન હતું; ' ભાસ્કર 'માં આવેલ તેમના નિવેદનના અવતરણદ્વારા હાલમાં જ હું એ જોઉં છું.

—મ્હારૂં ઉપર્યુક્ત પુસ્તક પ્રકટ થયા પછી થોડા વખતમાં એક તીર્થપ્રેમીએ મ્હને કાગળમાં એક નકલ લખી મોકલાવી હતી; તેમાં **પાવાગઢ** પર **જૈન દેહરાં રિપેર કરવા** સંબંધમાં સન ૧૯૧૩ = વિ. સં. ૧૯૬૯ માં સરકાર વી. મહાલકારી તા. હાલોલ તરફથી જે રીતે પરવાનગી અપાયેલી–તે જણાવાયેલ હતું, તે જાણવા યોગ્ય હોઇ દર્શાવું છું—

## [ રિપેર પરવાનગીની નકલ ]

" મોજે **ચાંપાનેર** સેથના તલાટી પટેલને માલુમ થાય જે પંચ-મહાલના મે. કલેકટર સા. બા. નો ઇ. હુ. નં. આર તા. ૧–૫–૧૯૧૩ નીચે મે. આસિ. કલે. સા. બા. નો હુકમ ૪૪, તા. ૬–૫–૧૯૧૩ નો આવ્યાથી લખવાનું કે **પાવાગઢ** ડુંગર ઉપર **જૈન કોમનાં** જે ૯ **દેહરાં** જે વખતે મે. કલેકટર સા. બા. આવ્યા તે વખતે તમારી તથા સર્કલ ઇન્સ્પેકટર વીગેરે રૂબરૂ–**તેમની તે જમીન ઉપર અગર ડુંગર ઉપરની બીજી કોઈ પણ જમીન ઉપર કોઈ પણ જાતનો હક નથી તેવી કબુલાત આપવાથી માત્ર રીપેર કરવા** પરવાનગી આપવામાં આવી છે. તે કામ તેમને તમારી રૂબરૂ હદ નક્કી થયા પ્રમાણે રીપેર કરવા દેવું અને તે ઉપરાંત કંઇ પણ કામ કરવા દેવાનું નથી.

દુધીયા તળાવ પાસે નંબર ૯ ના દહેરા પાસે જે ચોતરો દબાણ કરી કરવામાં આવ્યો છે, તે કઢાવી નાખવાનો છે. તે પ્રમાણે તે કઢાવવા તજવીજ કરશો.

**નવ દેહરાં પૈકી પાંચ** નગારખાનાના દરવાજાની પાસે છે. અને તે **પાંચ દેહરા** પાસે ધર્મશાળા તથા પુજારી માટે રહેવાની કોટડીનાં ખંડેર છે. **એક દેહરૂં** છાશીયા તળાવ પાસે છે જે તૈયાર છે. પણ કમ્પાઉન્ડની દીવાલ દુરસ્ત નથી, બાકીનાં ત્રણ દુધીયા તળાવ પાસે છે, જેમાંનું **એક તૈયાર** છે, **બીજું રીપેર થાય છે** અને **ત્રીજું** દુરસ્ત કરવાનું કામ હજુ હવે હાથ પર લેવાનું છે. એ **દહેરાંનો** કમ્પાઉન્ડ હવે કરવાનો છે. **દહેરા નં. ૯** પાછળનો ભાગ જે કહેવાય છે, તે બંધ કરવાનો નથી, તેમજ **દહેરૂં નં. ૮** જે નાનું છે અને ચોતરો જ છે તે કાઢી નાખવાનો છે. ત્યાં પણ કંઈ બંધ કરવાનું નથી. ઉપર બતાવેલાં **નવ દહેરામાં** જે કામ કરવાનું છે, તેનો **નકશો** ફોટો ઝીન્કો ઑફિસમાં છપાય છે તે આવેથી તમારા તરફ મોકલવામાં આવશે. દરમિયાન મે. કલેકટર સા. બા. ની તપાસણી વખતે જે રૂબરૂમાં નીરાકરણ થયું છે તે પ્રમાણે **રીપેર કામ** હાલ કરવા દેશો. તા. ૧૫ મે ૧૯૧૩
રવાના ઈ. આ. સ. ઇ. **ચાંપાનેરની** ( ઈંગ્રેજીમાં સહી )
મારફતે પો. તા. ૧૯–૫–૧૩ **મહાલકારી હાલોલ"**

તે પછી તે સજ્જને કાગળમાં વધારામાં જણાવ્યું છે કે—

—"મચકુર દેવળો **શ્વેતાંબર જૈનોનાં** હોવાનો પુરાવો **પુનાના આર્ચેલોજીકલ ખાતાથી** મળવાથી અને તે પ્રસંગે શ્વેતાંબર જૈનો તરફથી કોઇ જાતની વ્યવસ્થા નહી હોવાથી સરકારે પોતાની સલામતી ખાતર–દિગંબર જૈનોની–તેઓનો કોઇપણ–જાતનો હક નહીં હોવાની–કબુલત લઈને જ માત્ર રીપેર કરવા પુરતી પરવાનગી આપેલી છે, તે હકીકત આ ઉપરથી સ્પષ્ટ થઇ શકે છે.

૨. દેવળોમાં દિગંબર દેવ પધરાવવાની પરવાનગી તેમને સરકાર તરફથી મળેલી નથી–તે મૂર્તિઓ તેમણે બીનપરવાનગીએ પધરાવી દીધેલી છે.

૩. જ્યારે શ્વેતાંબર જૈનો સંઘબળથી તૈયાર થઇ શકે ત્યારે **તેમનો હક આ દેવળો ઉપર સાબીત થવા હરેક રીતે સંભવ છે.** છતાં હાલમાં.......................................

.........................પ્રશ્ન ઊભો થયો છે. તેમાં શ્વેતાંબર હકને નુકસાન પહોંચવા તજવીજ ચાલી રહેલી હોવાનું જણાય છે, માટે ચેતશે તે જીતશે.

દિગંબર જૈનોના હક બાબતનું પ્રકરણ હાલમાં ગોધરાના એસિસ્ટન્ટ કલેકટર મારફત ચાલી તપાસ થાય છે. એથી આ મોખો શ્વેતાંબરો માટે અગત્યનો છે. જો તેનો લાભ લેવાની જરૂર હશે તો.

દેવળો શ્વેતાંબર પંથનાં છે અને દિગંબર જૈનોનો કોઇ પણ હક તે ઉપર નથી–તે બાબત સહેલાઇથી સાબીત થઇ શકે તેમ છે. આ મોખો ગયા પછી ફરીથી મુશ્કેલી પડવા સંભવ રહેશે. × ×"

[ —આવી એ સજ્જનની સૂચના હતી, પરંતુ શ્વે. જૈન–સમાજની શેઠ આ. ક. ની પેઢી અથવા જૈન શ્વે. કોન્ફરન્સ જેવી તીર્થપ્રેમી તીર્થ–સંરક્ષક કોઇ શ્વે. સંસ્થાનું આ પ્રત્યે ધ્યાન ખેંચાયું હોય અને તે પૈકી કોઇએ આ સંબંધમાં કંઇ ઉચિત પ્રવૃત્તિ કરી હોય–એમ જાણવામાં આવ્યું નથી.—સૌને ન્યાયોચિત સદ્બુદ્ધિ પ્રાપ્ત થાઓ–એ જ શુભેચ્છા.

—લા. ભ. ]

# સંવત્–સૂચી.

# ઐતિહાસિક વિશેષનામોની

# અનુક્રમણિકા.



* આવાં ચિહ્નથી સૂચવાયેલાં નામો ગ્રંથોનાં છે, જેનો આધાર અહિં આપેલો જોવાશે.

# *પાઠ—ભેદ.

| પૃષ્ઠ | પંક્તિ | લીં. | મો. |
|---|---|---|---|
| ૨૫ | ૩ | —ય | —ય નમઃ |
| ,, | ૪ | તસ્ય સ્તવનમ્ | શ્રી |
| ,, | ૫ | બુહારી | બાહરી |
| ,, | ૬ | વેરું ફુલ હસીને | વેરે ફૂલ હસિ |
| ,, | ૭ | સ(ફુ)લ | સુત |
| ,, | ૮ | —[યા] | યાજી એ દેશી |
| ,, | ૯ | —પતિ | પતી |
| ,, ,૨૬ | ,,,૧૪ | જીરાવલી | જિરાવલી |
| ,, | ૧૩ | ગુજર | ગુર્જ્જર |
| ,, ,૨૭ | ૧૫,૮ | ઉતપતિ | ઉતપત |
| ,, | ,, | કહૂં | કહું |
| ,, | ૧૬ | અહિઠાણ | એંહેઠાણ |
| ,, | ૧૭ | વેવહારીયા | વેહેંવારિયા |
| ,, | ૧૯ | ચોરાશી | ચોરાસિ |
| ,, | ,, | બહૂ | બહુ |
| ૨૬ | ૩ | વાસો વસે તિહાં | વાસ વસે બહુ |
| ,, | ૪ | સૂલતાન | સુલતાન |
| ,, | ,, | પ્રથિવરાજ | પ્રથિરાજ |

*પૃ. ૩૪ ની ટિપ્પનીમાં જણાવ્યા પ્રમાણેની પાછળથી પ્રાપ્ત થયેલી શ્રીયુત સાક્ષર મોહનલાલભાઇ દ. દેશાઇની મો. પ્રતિનો લીંબડી-ભંડારની લીં. પોથી સાથેનો પાઠ-ભેદ અહિં દર્શાવ્યો છે.

| પૃષ્ઠ | પંક્તિ | લી. | મો. |
|---|---|---|---|
| •૨૬ | ૪ | ચહૂઆણુ | ચહુઆણુ |
| ,, | ૫ | વંસમાં | વંસમેં |
| ,, | ૭ | -પતી | -પતિ |
| ,, | ૯ | ચૂનડલી | ચુનડલી |
| ,, | ૧૦ | હાં રે મારે | મ્હારે |
| ,, | ૧૩ | ગાંન | ગ્યાન |
| ,, | ૧૬ | -સલાક | સિલાક |
| ,, | ૧૯ | જયકારી | જયકાર |
| ,,,૨૭,૩૦,૩૨ | ૨૧,૨,૨૦,૪ | સહૂ | સહુ |
| ૨૭ | ૨ | જીરાવલિ | જીરાવલી |
| ,, | ૫ | કાલિ | કાલી |
| ,, | ૬ | લટકાલિ | લટકાલી |
| ,, | ૧૨ | વાલ્હોજી | વાહલો |
| ,, | ,, | -એ | માહરે મંદરીઇં સંભલાય રે-એ |
| ,, | ૧૫ | ભુજાલિ | ભુજાલી |
| ,, | ૧૬ | બહૂ | સહુ |
| ,, | ,, | સારે છે સેવ | સારે સેવ રે |
| ,, | ૧૭ | | આંકણિ |
| ,, | ૧૮ | બેહૂ | બેહુ |
| ,, | ૧૬,૧૯ અંતમાં | | રે |
| ,, | ૨૦ | ડાંઆ | ડાહવા |
| ,, | ,, | બેહું હાથમેં | હાથમેં એ |
| ,, | ૨૨ | પુન્યમ-ચંદ્રસી | પુનમ ચંદ્રની |
| ,, | ,, | ભલિ | ભલી |
| ,, | ૨૩ | વલી | વલિ |

| પૃષ્ઠ | પંક્તિ | લીં. | મો. |
|---|---|---|---|
| ૨૮ | ૨ | અમિય | અમીય |
| ,, | ૩ | જડિત્ર છે ભાલે | જડિત અછે ભાલ |
| ,, | ૭ | જિન- | જન- |
| ,, | ૯ | પાયે | પાય |
| ,, | ૧૦ | બીરાજે | બિરાજે |
| ,, | ૧૪ | નારી- | નારિની |
| ,, | ૧૫,૨૧,૨૨ | સહૂ | સહુ |
| ,, | ૧૯ | જિનનાં સહૂ | જનનાં છો |
| ,, | ૨૨ | વીઘન તે | વિઘન |
| ,, | ૧૧,૧૩,૧૫,૧૭,૨૧,૨૩ | | રે [અંતમાં] |
| ૨૯ | ૪ | ચાંપાનયરથી | ચાંપાનેરથી |
| ,, | ,, | જીરાવલી | જિરાવલિ |
| ,, | ૫ | પઉ- | પાઉ- |
| ,, | ,, | વીરષેત્ર | વિરક્ષેત્ર |
| ,, | ,, | વડોદેં | બડોદેં |
| ,, | ,, | કહૂં | કહું |
| ,, | ૬ | સાહેબ | સાહિબ |
| ,, | ૮ | જિધૂજી | જિધુજી |
| ,, | ,, | પ્રમાણું તે | પ્રમાણુ રે. |
| ,, | ૧૦ | પીલૂજી | પપીલુજી |
| ,, | ,, | દામાજી | કદમાજી |
| ,, | ,, | ગોવંદરાવ | ગોવિંદરાવ |
| ,, | ,, | સનૂર | સનુર |
| ,, | ,, | હજૂર | હજુર |
| ,, | ૧૩ | દરીસણ દેવ | દરસન દેવા |
| ,, | ૧૪ | સહૂને | સહુને |

| પૃષ્ઠ | પંક્તિ | લીં. | મો. |
|---|---|---|---|
| ૨૯ | ૧૬ | | ઇહાં રાજમંડલ-કબિત ભણવું. |
| ,, | ૧૭ | ભૂમિમાં | ભુમિમાં |
| ,, | ૧૯,૨૦ | પુન્ય | પૂન્ય |
| ,, | ૧૯ | થાવે | પાવે |
| ,, | ૨૨ | સાગરગચ્છ | સાગરગણુ |
| ,, | ,, | —સૂર | —સુર |
| ,, | ૨૩ | સૂપન | સુપન |
| ,, | ,, | હજૂર | હજુર |
| ૩૦ | ૨ | સૂબા | સુબા |
| ,, | ૩ | પાટીલ | પાટિલ |
| ,, | ,, | ગીરધર— | ગિરધર— |
| ,, | ,, | સૂધમિ | સુધર્મિ |
| ,, ,૩૨ | ૪,૭,૯,૧૦,૧૩,૯ | જીરાવલી | જીરાવલિ |
| ,, | ૫ | આગન્યાથી | આજ્ઞાથી |
| ,, | ,, | ભમ | ભુમ |
| ,, | ૬ | દીધૂં | દીધાં |
| ૩૦ ,૩૨ | ૮ | નબ્યાસી | નબ્યાસિ |
| ,, | ,, | વદિ | વદ |
| ,, | ૯ | એહ | એ |
| ,, | ૧૩ | સાહેબિયા | સાહિબિયા |
| ,, | ૧૪ | પ્રભૂ | પ્રભુ |
| ,, | ૧૫ | નીધ | નિધિ |
| ,, | ૧૬ | ધરે | ઘેર |
| ,, | ૧૭ | મેહૂલા | મેહુલા |
| ,, | ૧૮ | પુરવજ તૂઠા | પૂરવજ તુઠા |

| પૃષ્ઠ | પંક્તિ | લી. | મો. |
|---|---|---|---|
| ,, | ૧૯ | મહ્નેે | મને |
| ,, | ,, | વાહલા | વાહ્લા |
| ૩૧ | ૧૧ | સેવકજન | સેવકને |
| ,, | ૧૩ | સૂંડાલા | સુંડાલા |
| ,, | ૧૪ | ભક્ત— | ભક્તિ— |
| ,, | ૧૬ | શ્રી | શ્રીઁ |
| ૩૨ | ૩ | હૂં...... | હું વરણું તુમ ગુણ કેતા. |

# *શુદ્ધિ-પત્રક.

| પૃષ્ઠ. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૨ | ૧૫ | રચેલી સંબંધમાં | સંબંધમાં |
| ,, | ,, | કવિની | કવિની રચેલી |
| ,, | ૨૪ | ૧૭૮૨ | ૧૭૪૨ |
| ૩ | ૨૨ | -નું | -નો |
| ૧૩ | ૧૫ | પ્રોં. | પ્રૌ. |
| ૪૫ | ૬ | જાઇં | ચરવા જાઇં |
| ૬૮ | ૩ | દાલખિ | દાખવિ |
| ૮૨ | ૧૦ | જહા | જણ |
| ૮૩ | ૯ | ઊમા હઉલઇ | ઊમાહઉલઇ |
| ,, | ,, | અલ જઇં | અલજઇં |
| ,, | ૧૦ | -તીએ | -તી એ |
| ,, | ૧૨ | -ણુંએ | -ણું એ |
| ,, | ,, | જાઠં | જાહં |
| ,, | ૧૫ | દૂરુહુ | દૂસહુ |
| ,, | ૧૬ | જુકા | જુ કા |
| ,, | ૧૭ | ભગતઉ એ | જાગતઉ એ |
| ,, | ૧૯ | જલદર | જલહર |
| ,, | ૨૧ | પૂરણુદારુ | પૂરણુહારુ |

---

* પૃ. ૮૩ માં છપાયેલી છાહુલી, સાક્ષર શ્રીમોહનલાલભાઈ દ. દેશાઇ તરફથી બહુ મોડી મળતાં પ્રુફ તપાસી ન શકાતાં પદચ્છેદ વગેરેની તથા બીજી રહી ગયેલી અશુદ્ધિયો અહિં દર્શાવી છે, તે શુદ્ધ કરી વાંચવું.

## પં. લાલચંદ્ર ગાંધીએ સંપાદિત કરેલા અન્ય ગ્રંથો.

**गायकवाडप्राच्यग्रंथमालामां प्रकाशित** રૂ. આ.

२१ ***जेसलमेरजैनभाण्डागारीयग्रन्थसूची**
( अप्रसिद्धग्रन्थ-ग्रन्थकृत्परिचय साथे ) ३—४

२९ **नलविलासनाटक** कर्त्ता महाकवि रामचंद्र
( सं. प्रस्तावना साथे ) २—४

३७ **अपभ्रंशकाव्यत्रयी** कर्त्ता जिनदत्तसूरि
( विस्तृत भूमिका वि. साथे ) ४—०

४८ **नाट्यदर्पण** ( सविवरण ) कर्त्ता महाकवि रामचंद्र
અને गुणचंद्र ४—८

७६ **पत्तनस्थप्राच्यजैनभाण्डागारीयग्रन्थसूची** (भा.१)८—०

***स्यादिशब्दसमुच्चय** ( અવચૂરિ સાથે ) महाकवि
अमरचंद्र ०-१२

**જૈનધર્માભ્યુદયગ્રંથમાલામાં—**

૧ ***પંચમી-માહાત્મ્ય**(મહેશ્વરસૂરિના પ્રા.નો ગુ.અનુવાદ)૦—૫

૨ ***ત્રિભુવનદીપકપ્રબન્ધ** ( પ્રા. ગુ. આધ્યાત્મિક )
કવિ જયશેખરસૂરિ ૦—૮

૩ **તેજપાલનો વિજય** ( ગોધ્રા, પાવાગઢ અને
ચાંપાનેરના અપ્રકટ ઇતિહાસ સાથે ) ૦—૮

૪ **પાવાગઢથી વડોદરામાં પ્રકટ થયેલા જીરાવલા
પાર્શ્વનાથ** ૧—૦

પુસ્તક-પ્રાપ્તિ-સ્થાન—

**અભયચંદ્ર ભગવાન્ ગાંધી.**

ઠે. રાવપુરા રોડ, 卐 ઠે. હેરીસ રોડ,
ગંભીરા બિલ્ડીંગ, વડોદરા. 卐 ભાવનગર ( કાઠિયાવાડ ).

---

*આવી નિશાનીવાળા ગ્રંથોની થોડી નકલો જ શિલિકમાં છે.